રા. બ. રણછોડલાલ છોટાલાલ ઇનામી ભાષણ નં. ૧૯

# જુદા જુદા તાવ, તેનાં ચિહ્ન અને ઉપાય.



ભાષણ કર્ત્તા,

ડૉ. ચુનીલાલ ગોવિંદલાલ ચુડગર.

અમદાવાદ.



છપાવી પ્રસિદ્ધ કરનાર,

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી તરફથી,

હીરાલાલ ત્રીભોવનદાસ પારેખ, બી. એ.,

આસિ. સેક્રેટરી, અમદાવાદ.



અમદાવાદ—સલાપોસ રોડ,

ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટીંગ પ્રેસમાં

પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.



સન ૧૯૨૨. સં. ૧૯૭૮.

આવૃત્તિ પહેલી. પ્રત ૧૫૦૦.

કિંમત ચાર આના.

# જુદા જુદા તાવ, તેનાં ચિહ્ન અને ઉપાય.

## તાવનું સામાન્ય વર્ણન.

આપણે શ્વાસોચ્છ્વાસ લેઈએ છીએ, અને આપણામાં જીવ છે, ત્યાં સુધી શરીરમાં ગરમી રહે છે. શરીરની અંદરના લોહીમાં અને તંતુઓમાં થતા રસાયણીક ફેરફારને લેઇને, આ ગરમી થાય છે. શરીરની સામાન્ય ગરમી ૯૭°-૪ થી ૯૮°-૪ હોય છે. શરીરની ગરમી વધે છે, ત્યારે તાવ આવ્યો એમ કહેવાય છે.

તાવ આવે છે ત્યારે રક્તાશય વધારે જોરથી કામ કરે છે, નાડી વેગથી ચાલે છે, થુંક ઓછું થાય છે, તૃષા લાગે છે. કેટલાક તાવમાં પરસેવો વધે છે, અને કેટલાકમાં ઓછો થાય છે. પેશાબ ઘેરો લાલ અગર કાળો થાય છે. માથાનો દુઃખાવો થાય છે. જઠરાગ્નિ મંદ થાય છે. દસ્ત કબજ થાય છે અગર વધારે થાય છે. સ્નાયુઓ શિથિલ થાય છે. હાથ પગમાં ત્રોડ થાય છે. કેટલીક વાર તાવની ગરમીને લીધે નાના બાળકોને અગર ઉશ્કેરાઈ જાય તેવાં માણસોને આંચકી આવે છે.

દર્દનું જોર અને દર્દીની સ્થિતિ નક્કી કરવામાં શરીરની ગરમી કેટલી છે, તે જાણવાની જરૂર છે, જેથી કરીને વ્યાધિમાં જરૂર પડે ત્યારે શરીરની ગરમી માપવામાં આવે છે. શરીરને હાથ લગાડવાથી, શરીરની ગરમીની અટકળ થાય છે, અને શરીર ઉપર પસીનો હોય છે ત્યારે આ અટકળ ખરી પડતી નથી. શરીરની ગરમી માપવા સારૂ કાચની નળી આવે છે, જેને થરમામીટર કહે છે, આ નળીની મદદથી શરીરની ગરમી (તાવ) કેટલી છે તે માપી શકાય છે. સામાન્ય રીતે આ નળી દર્દીની બગલ, જાંઘ, કે મ્હોમાં મૂકવામાં આવે છે. વ્યાધિગ્રસ્તની ગરમી જોઈએ તે કરતાં વધારે છે કે ઓછી છે તે તેની ડીગ્રીના પ્રમાણમાં નીચે મુજબ નક્કી કરવામાં આવેલ છે. આ ડીગ્રી ફેરનહિટનાં ધોરણને અનુસરીને છેઃ-

૯૨° થી ૯૫° સુધી ભયભરેલી શિતળતા. ( કોલેપ્સ )
૯૫° થી ૯૬°-૮ સુધી સાધારણ શિતળતા.
૯૬°-૮ થી ૯૭°-૪ સુધી જોઈએ તે કરતાં ઓછી ઉષ્ણતા.
૯૭°-૪ થી ૯૮°-૪ સુધી જોઇએ તેટલી ઉષ્ણતા. ( નોર્મલ. )
૯૯°-૨ થી ૧૦૦°-૪ સુધી જોઇએ તે કરતાં વધારે ઉષ્ણતા(તાવ).
૧૦૦°-૪ થી ૧૦૧°-૪ સુધી સાધારણ તાવ.
૧૦૧°-૪ થી ૧૦૩° સુધી સહેજ વધારે તાવ.
૧૦૩°— થી ૧૦૫°—સુધી સખ્ત તાવ.
૧૦૫°— થી ૧૦૬°—સુધી વધારે સખ્ત તાવ.
૧૦૬°— થી ૧૦૭ અગર વધારે, પ્રાણઘાતક તાવ ( ઘણું કરીને ).

તાવના સામાન્ય રીતે ત્રણ મુખ્ય વર્ગ પાડી શકાય: ૧. જારી, ૨. ચઢઉતરનો અને ૩. શિતજ્વર.

જારી તાવ એક સરખો હોઈ ચોવીસ કલાકમાં ૧।। ડીગ્રીનો ફરક બતાવે છે. ચઢ ઉતરનો તાવ ચોવીસ કલાકમાં બે અગર તેથી વધુ ડીગ્રીનો ફરક બતાવે છે. શિતજ્વર ચોવીસ કલાકમાં એક વખત ઉતરી જાય છે.

અનાદિ કાળથી તાવ આવવાનાં કારણો સમ્બન્ધિ વિવિધ અનુમાનો થયા કરે છે. આ અનુમાનો કાળની ગતિના ફેરફાર અને જ્ઞાનના વધતા જતા ફેલાવા અને પ્રયાસથી બદલાતાં જાય છે અને જશે. આર્ય વૈદક કફ, વાત અને પિત્ત આ ત્રણ રસનેજ રોગનાં કારણો માને છે. આ ત્રણમાંથી એકની ન્યૂનાધિકતાથી તાવ આવે છે, જ્યારે યૂનાની હકીમો ચાર રસની ન્યૂનાધિકતા માને છે. પાશ્ચાત્ય દાક્તરોએ આ સમ્બન્ધિ વધુ શોધખોળ કરી છે. પ્રથમ તે લોકોનું એવું માનવું હતું કે શરીરની અંદર થતા રસાયણીક ફેરફારને લેઇને તાવ વિગેરે રોગ પેદા થાય છે, અને લો-હીની અસ્વચ્છતા એ તાવનું બાહ્ય લક્ષણ છે. અધુના, તેમ માનવામાં આવતું નથી. પરન્તુ જે કારણને લીધે જ્વરનું બીજ રોપાય છે તેને રોગનું વિષ કહે છે. આ વિષની સાથે સૂક્ષ્મ જંતુઓને ઘણોજ નિકટનો સમ્બન્ધ હોય છે, કેમકે અમુક ચેપી રોગમાં અમુક પ્રકારનાં જંતુઓ લોહી, બલ-

ગમ, શ્લેષ્મ વિગેરેમાં માલૂમ પડે છે. આ જંતુઓ અમુક સંજોગોમાં પોતાની મેળે વૃદ્ધિ પામે છે, તેમજ હવાની મારફત એક સ્થળેથી બીજે સ્થળે ઉડે છે અને રોગ ફેલાવે છે. આ જંતુઓને પરિપક્વ થવાને વખત લાગે છે. જુદા જુદા જંતુઓને પરિપક્વ થતાં વધારે ઓછો વખત લાગે છે. આ વખત દરમિયાનમાં તે જંતુઓ પોષણ લેઇને દર્દીની સામે ટક્કર ઝીલે છે. આ વખતને પોષણ કાળ અગર ગુપ્તાવસ્થા ( Incubation period ) કહે છે. શરીરમાં આ જંતુઓ દાખલ થઇ તંતુઓનો નાશ કરી પોષણ મેળવે છે અને આના આધારે તાવના ભિન્ન ભિન્ન પ્રકાર પાડી શકાય. તાવમાં ઉપરના કારણોને વધુ ઉત્તેજન આપનાર તરીકે ટાઢ, તડકો, શરદી, અજીર્ણ, ગંદકી, અને હવા વિગેરે છે.

## તાવના પ્રકાર:—

| | |
|---|---|
| ૧. ફૂટી નિકળતા તાવ. | ૩. મેલેરીઆ તાવ. |
| ૨. ચેપી તાવ. | ૪. રક્તદોષજન્ય તાવ. |

## ૧. ફૂટી નિકળતા તાવ.

આ તાવમાં સામાન્ય રીતે લાંબા વખત સુધી તાવ આવે છે. ત્યાર પછી ચામડી ઉપર ફોલ્લા અગર ચાંદાં જણાય છે. આ રોગનાં રૂપ જુદાં જુદાં હોય છે. પણ તેમનું સામાન્ય કારણ એક છે. તે સઘળા શરીરમાં એક જાતના ઝેરી તત્ત્વના પ્રવેશને લેઇને ઉત્પન્ન થાય છે. શરૂઆતમાં રોગ ગુપ્ત રહે છે. અને ધીરે ધીરે ઝેરી તત્ત્વનું જોર શરીરમાં વધતું જાય છે, તેમ તેમ લોહીનો બિગાડ થાય છે, અને દર્દીની સ્થિતિમાં ફેરફાર થાય છે. આ પ્રમાણે ગતિ ચાલ્યા પછી રોગનાં બાહ્ય ચિન્હો જણાય છે. શરીર ઉપર ગડગુમડ, ફોલ્લા, ચાંદાં વિગેરે નિકળે છે. ત્યાર પછી તેમાંથી પરૂ અગર લોહી નિકળે છે. પરૂ અગર લોહી, તેનું ઝેર બહાર નિકળી, દર્દીની માવજત કરનાર અગર તેના સમાગમમાં આવનારના શરીરમાં સહેજમાં દાખલ થઈ દર્દ લાગુ પડે છે. આ રોગની બરાબર ચિકિત્સા થાય અને તેમનાં ઝેરી તત્ત્વોનો નાશ થાય તો તે દર્દ પુનઃ તેજ માણસને લાગુ

પડતું નથી. પરન્તુ તે ઝેરી તત્ત્વનો નાશ કરવામાં ન આવે તો તે રોગ ફેલાય છે. આમાં કેટલાક રૂધિરાભિસરણની મંદ ગતિથી થાય છે. અને કેટલાક એકજ સમયે અથવા પ્રસંગોપાત શરીરના જુદા જુદા અવયવો ઉપર પોતાની માઠી અસર ફેલાવે છે. આ તાવમાં બળીઆ, ઓરી, અછબડા અને સીંદુરીઓ તાવ એમનો સમાવેશ થાય છે.

બળીઆ, ઓરી, અછબડાનો ઉપદ્રવ હિન્દુસ્થાનમાં ઘણે ભાગે થાય છે. આ દર્દ એક જાતના દૈવી કોપથી થાય છે એમ ધારવામાં આવે છે અને આવા વહેમથી આ રોગની બરાબર દવા કરવામાં આવતી નથી. જેના લીધે હજારો માણસોનો ભોગ લેવાઈ જાય છે. ચાલુ જમાનામાં આ વહેમમાં કાંઈક ફેરફાર થયો છે અને ઓરી જેવા દર્દમાં દવા કરવાને બાધ ગણવામાં આવતો નથી. જેથી કરીને આ દર્દને લેઈને થતાં મરણનું પ્રમાણ કમી થાય છે. સિંદુરીઓ તાવ હિન્દુસ્થાનમાં જણાતો નથી. આ વ્યાધિ ઘણુંખરૂં યૂરોપખંડમાં થાય છે. શરીરમાં ઝેરી જંતુઓ પ્રવેશ થયા પછી આ સઘળા વ્યાધિઓનાં બાહ્ય લક્ષણ દેખાય છે. આ વ્યાધિયો પહેલાં છૂટા છવાયા થાય છે, ત્યાર પછી એકદમ જોશમાં ફાટી નિકળે છે.

## ૧. બળીઆ.

આ રોગને શીળી, શિતળા, સૈયદ, બળીઆ વિગેરે કહે છે. આ ફાટી નિકળતું ચેપી દર્દ છે. આ રોગ એક બીજાના ચેપથી વધારે ફેલાય છે. ચેપદ્વારા આ રોગનો એક દેશમાં પ્રવેશ થયા પછી તે ત્યાં ફેલાય છે. આ ઉપદ્રવનો ફેલાવો એટલો બધો વધી ગયો છે કે તેને લીધે દેશના દેશ ઉજ્જડ થઈ ગયા છે. બીજા રોગની માફક આ રોગ પણ પ્રથમ હલકાં પ્રાણીઓમાં થાય છે. અને તેમની સાથે સહવાસમાં આવનાર માણસને તે ચેપ લાગુ પડવાથી આ દર્દ માણસમાં ફેલાય છે. આ રોગનો ચેપ સખ્ત છે, અને ગમે તે કાળે, ગમે તેટલે દૂર તેનો ચેપ લાગે છે, અને તે ફેલાય છે. આ રોગ વાસ આવવાથી માલુમ પડે છે અને તે વખતે તેનો ચેપ લાગવાનો વધારે ભય રહે છે. દર્દીના શ્વાસોચ્છ્વાસથી

આસપાસની હવા ઝેરી બને છે, અને તે હવા જેના શ્વાસમાં જાય છે તેને પણ રોગ લાગુ પડે છે.

પ્રથમ જણાવી ગયા કે બીજા રોગની માફક આ રોગ પણ પ્રથમ હલકા પ્રાણીઓમાં થાય છે. તેમ આ રોગ પ્રથમ ગાયોને લાગુ પડેલો અને ત્યાર પછી તેનો ચેપ માણસને લાગુ પડવાથી હજારો બલ્કે લાખો માણસો તેના ભોગ થઈ પડેલા. આ દર્દ ગોરી ચામડીવાળાને ઘણુંજ ભયંકર રીતે લાગુ પડે છે. ઇ. સ. ૧૭૯૬ માં ડૅા૦ જેનરે મનુષ્યોને શીળીના રોગમાંથી બચાવવા સારૂ ગાયના આંચળમાંથી ચેપ લેઇને મનુષ્યોને શીળી કાઢવાનો ઉપાય શોધી કાઢ્યો. આ અખતરો અજમાવ્યા પછી, આ રોગથી થતાં મરણનું પ્રમાણ કમી થતું ગયું, અને જેમ જેમ આ ચેપની સારી અસર જણાતી ગઈ, તેમ તેમ બળીઆનો ચેપ મૂકાવવાનું લોકો સમજ્યા. અને છેવટ નામદાર સરકારે શીળીનો ચેપ મૂકાવવાનું ફરજીઆત કર્યું, આ ફરજીઆતીને લીધે આ રોગનું જોર ઘણુંજ નરમ પડ્યું.

શીળી કઢાવવાથી આખી જીંદગીમાં બળીઆ ન નિકળે એમ નથી. પરન્તુ, કદાચ નિકળે, તો તે ઘણાજ ઓછા જોશમાં અને તેનાથી મૃત્યુનો ભય ઓછો થાય છે. શીળીની રસી મૂકવાની શોધ પછીથી આ રોગ એટલો બધો કાબુમાં આવી ગયો છે કે યૂરોપમાં શીળીનાં ચાઠાંવાળો માણસ ભાગ્યેજ જોવામાં આવે છે અને હિંદુસ્થાનમાં પણ તેમજ છે.

આ રોગની બે જાતિ છે:

૧. વિમુક્ત અને ૨. સંયુક્ત. વિમુક્ત જાતિમાં ફોલ્લાઓ ઓછા અને છૂટા છૂટા નિકળે છે, તેમજ તે ગણી શકાય તેવા હોય છે. આ જાત નરમ ગણાય છે. સંયુક્તમાં ફોલ્લાઓ અસંખ્ય હોય છે, અને એક બીજાની સાથે મળી ગએલા હોય છે. જેથી કરીને તેમની આકૃત્તિ પણ સમજી શકાતી નથી. આ જાત ભયંકર ગણાય છે. આ જાતમાં દર્દીને અસહ્ય પીડા થાય છે. આ જાતમાં શરીરના બીજા કોઇ ભાગ કરતાં મ્હોડા ઉપર ફોલ્લાઓનો ભરાવ પુષ્કળ હોય છે.

આ રોગની ચાર અવસ્થા હોય છે:

૧. શરીરમાં ઝેર પ્રવેશ કરે ત્યાર પછી બાર દિવસ=ગુપ્તાવસ્થા.

૨. ગુપ્તાવસ્થા પૂર્ણ થયા પછી બે દિવસ=બાલ્યાવસ્થા.

૩. રોગના બહાર પડયા પછી નવ દિવસમાં ફોલ્લા ભરાય છે તે=પકવાવસ્થા અને,

૪. ફોલ્લા ભરાઇ રહ્યા પછી તે સૂકાઈ જાય છે અને દાળ ખરી પડે છે તે=અંતિમાવસ્થા.

**લક્ષણ:**—શરૂઆતમાં માથાનો સખ્ત દુખાવો થાય છે, આંખો બળે છે, શરીર કસમોડા નાખે છે, ઘેન રહે છે, ચ્હેરો લાલચોળ થાય છે, પીઠમાં અને કેડમાં ચસકા આવે છે, પેટમાં ગોળા વળે છે, ઉલટી થાય છે, તાવ ૧૦૪°થી ૧૦૬° સુધી આવે છે. તાવ આવ્યા પછી ત્રીજે દિવસે ફોલ્લા જણાય છે, આ ફોલ્લા ઘણું ખરૂં રવિવાર, મંગળવાર કે ગુરૂવારે દેખાય છે. ફોલ્લા રંગે લાલ હોય છે અને ચામડીમાં ખુંચે છે. દાણા પ્રથમ મ્હોંડા ઉપર અને ત્યારબાદ હાથના કાંડા ઉપર, પછી ગરદન ઉપર અને છાતી ઉપર જણાય છે. ધીમે ધીમે આખા શરીર ઉપર નિકળે છે. મ્હોડાના ગલોપરામાં અને દાંતના પહેડામાં પણ માલુમ પડે છે જેથી કરીને મ્હોં સુજી આવે છે. મ્હોમાંથી પાણી નિકળે છે. ઉધરસ થાય છે. સાદ બેસી જાય છે. આ પ્રથમ દાણાના રૂપમાં જણાઇ આઠમે દિવસે ફોલ્લા જેવા થાય છે. દાણા વધારે હોય છે અને ભરાતા હોય છે ત્યારે જે ભાગ ઉપર તે હોય છે તે ભાગ સુજી આવે છે. દાણા મધ્ય ભાગે ખાડાવાલા હોય છે. અને આગળ પાછળ ગુલાબી વર્તુળ હોય છે. દાણા નિકળ્યા પછી તાવ નરમ પડે છે. ફોલ્લાઓ ફૂટી જાય છે અને પછી કરમાઇ સૂકાઈ જાય છે. દર્દી સારી સ્થિતિમાં હોય તો ચાર પાંચ દિવસમાં કરમાએલા ફોલ્લાઓનાં ભીંગડાં ( દાળ ) ઉખડી જાય છે. દાળ ખરી પડયા પછી તે જગ્યાએ લાલ જાંબુડીઆ રંગનાં ચાંદાં પડે છે. ઘણું ખરૂં આ ચાંદાં બે માસમાં જતાં રહે છે. અને કેટલીકવાર આ ચાંદાં હંમેશને માટે રહે છે.

**ઉપાય:**—શરીર ઉપર ચળ આવતી હોય તો કાર્બોલાઇઝડ વેસેલાઇનિ,

હેઝીલીન સ્નો, માખણ વિગેરે ઠંડા પદાર્થ લગાડવા. બાળકોને ફોલ્લાઓ ખંજવાળવા દેવા નહિ અને તેને સારૂ તેમને ઉનું કરેલું ઘી, માખણ કે સ્નિગ્ધ મલમ લગાડવો. આંખો ગરમ પાણીથી સાફ કરવી. તાવ વધુ હોય તો વાદળીથી શરીરને સાફ કરવું. દસ્ત સાફ લાવવા સારૂ જુલાબ આપવો. તાવ ઉતારવા સારૂ પરશેવો થાય તેવી સામાન્ય દવા આપવી. ખોરાકમાં દૂધ આપવું. દર્દીને સારા હવા ઉજાશવાળા ઓરડામાં રાખવો. તેના સમાગમમાં બહુ માણસને આવવા દેવા નહિ. તેમજ સમાગમમાં આવનાર માણસને સાવચેતીના ઉપાય લેવા સૂચવવું, જેવાકેઃ–ગરમ પાણીથી શરીર સાફ કરવું, કોગળા કરવા, કપડાં બદલવાં વગેરે.

**અટકાવવાના ઉપાયઃ**–આ રોગ અટકાવવાના ઉપાય તરીકે બળીઆની રસી મૂકાવવી એજ ઉત્તમ છે. કેટલાકનો એવો મત છે કે શીળી કઢાવવાથી નુકશાન છે પરન્તુ, આ વહેમ ખોટો છે. અને જ્યારથી શીળી કાઢવાની રીત દાખલ થઇ ત્યારથી આ રોગનું જોર નરમ પડયું છે. વળી, પ્રથમ બચ્ચાંઓનો ચેપ લેઇને શીળી કાઢવામાં આવતા હતા. અને આનાં પરિણામ જોઇએ તેવાં સંતોષકારક નહિ આવવાથી હાલ તે રૂઢીમાં ફેરફાર કર્યો છે. ચેપ બેલગામમાં તૈયાર કરવામાં આવે છે અને તે હિન્દુસ્થાનમાં પૂરો પાડવામાં આવે છે અને તેની રસી મૂકવામાં આવે છે. જ્યારે આ રોગ ચાલતો હોય ત્યારે બળીઆની રસી મૂકવાથી રોગ થવાનો સમ્ભવ રહેતો નથી.

બળીઆ કાઢવા સારૂ કેટલેક ઠેકાણે ફરજીઆત કાયદો થયો છે. અને બાળકોને બાર માસની અંદર બળીઆ કઢાવવાનો હૂકમ કાઢવામાં આવેલો છે. તે પ્રમાણે નહિ વર્તનારના ઉપર કાયદેસર કામ ચલાવવામાં આવે છે. આ કાયદાને લેઇને રોગનો ફેલાવો અટકયો છે.

બળીઆ કઢાવવાનો વખત જૂદા જૂદા સંયોગોને લીધે એક સરખો હોતો નથી. પરન્તુ, સામાન્ય રીતે બે માસથી ચાર માસની અંદરના બાળકને કઢાવવા સારા છે, કારણ કે તે વખતે બાળકને દરદ કમી થાય છે. તેમજ ચેપને બાળક ખંજવાળી નાંખતું નથી. તનદુરસ્ત બાળકને વહેલા બળીઆ ટંકાવવા એ સારૂં છે. વરસાદની મોસમમાં બળીયા કઢાવવા સારા નથી.

## ૨ ઓરી.

આ ચેપી રોગ છે. આ દર્દમાં ચાલુ તાવ આવે છે અને તેની સાથે સળેખમ થાય છે. શરીર ઉપર ગુલાબી રંગનાં ધાબાં પડે છે. આ રોગ બાળકોને થાય છે. કુટુમ્બમાં આ રોગ એક બાળકને લાગુ પડયો હોય તો તે કુટુમ્બમાં બીજાં બચ્ચાંઓને પણ લાગુ પડે છે.

**લક્ષણ:**—દર્દ ધીમે ધીમે વધે છે. આશરે દશથી ચૌદ દિવસ સુધી લંબાય છે. શરૂઆતમાં તાવ આવે છે. સળેખમ થાય છે. આંખો સૂજી આવે છે છીંકો આવે છે. આંખમાંથી તથા નાકમાંથી પાણી નિકળે છે. ગળું સૂજી આવે છે. અવાજ ખોખરો થાય છે. કોઈ કોઇ વખત ઝાડા તથા ઉલટી થાય છે. કોઇ કોઈ વખતે તાણ પણ આવે છે. તાવ આવ્યા પછી ચોવીસ કલાકમાં ઉતરી જાય છે અને ત્યાર પછી બીજે કે ત્રીજે દિવસે તાવ આવે છે. અને દાણા દેખાયા પછી ધીમે ધીમે ઉતરી જાય છે. દાણા પ્રથમ ચહેરા ઉપર દેખાય છે ત્યાર પછી ગરદન અને છાતી ઉપર જણાય છે. ત્યારબાદ આખા શરીર ઉપર માલુમ પડે છે. દાણા લાલાશ પડતા અને અર્દ્ધચંદ્રાકાર હોય છે. દાણા વધારે તેમ દર્દીને જલદીથી સારા થવાની આશા રહે છે. દાણા દેખાયા પછી ત્રણ દિવસમાં પૂરેપૂરા દેખાય છે અને ત્યારપછી તેનું જોર નરમ પડે છે. જે ક્રમમાં તે દેખાય છે તે ક્રમમાં કરમાય છે અને ભીંગડા વળી ખરી પડે છે. દાણા સૂકાય છે, તે વખતે કોઇ કોઇ દર્દીને ઝાડા, મરડો, ઉધરસ વિગેરે થાય છે. દાણાનો રંગ કાળો જાંબુડીઓ હોય તો તે ભયસુચક છે. ગળામાં સોજો, સસણી, ફેફસાંનો સોજો, આ ચિન્હો ભયંકર છે. આ ઉપદ્રવ ચાલતો હોય ત્યારે પાંચ અગર છ દિવસ અગાઉ **પડજીભી** અને તાળવા ઉપર લાલ દાણા નિકળે છે, જે ઉપરથી આ રોગ લાગુ પડશે એમ સમજી શકાય છે.

**ઉપાય:**—આ રોગનો ઉપાય જલદી કરવો તે સારૂં છે કારણ કે એકજ કુટુમ્બમાં આ રોગ લાગુ પડયો તો તે કુટુમ્બમાં બીજા બાળકોને પણ આ દર્દ લાગુ પડે છે. આ દર્દ મટી ગયા પછી, શરીરમાંથી તેના જંતુઓનો નાશ થયો છે કે નહિં તે પણ જાણવાની જરૂર છે. કારણ કે

દાણા ખરી પડયા પછી આ રોગના જંતુઓ શરીરમાં રહે છે અને તે રોગીને તેમજ બીજાને તેના ઝેરની અસર દાખવે છે. આ દર્દ મટયા પછી પણ બચ્ચાંઓને સામાન્ય રીતે ૧૦૦° તાવ રહે છે. આ તાવની દરકાર ન કરવામાં આવે તો આંખોનું સુજી આવવું, ખીલ, બ્હેરાપણું, કાનમાંથી પરૂનું વહેવું, ગળાનો સોજો અને ઉધરસ વિગેરે દર્દ લાગુ પડે છે.

તાવ વધારે હોય તો ઠંડા પાણીથી દર્દીને સ્પંજ કરવો, ચળ આવતી હોય તો વેસેલાઇન ( કાર્બોલાઇઝડ ) હેઝેલીન સ્નો, માખણ, સ્નિગ્ધ મલમનો ઉપયોગ કરવો. સળેખમ, ઉધરસ સારૂ કફ છૂટે તેવી દવા આપવી (સીરપ ટોલુ. વાઇનમ ઇપિકેક ). કદાચ દાણા બરાબર ન નિકળતા હોય, છાતીનો વરમ હોય તો, દર્દીને તેના પગ રાઇના પાણીમાં પાંચથી દશ મીનીટ બોળાવવા. ગ્લાઇકો થાઇમોલાઇન, લાઇસોલ વિગેરે જંતુઘ્ન દવાઓથી મ્હોડું સાફ કરવું, કોગળા કરાવવા તથા છાતીનો કે ફેફસાનો વરમ હોય તો અળસીની પોટીસનો શેક કરવો.

આ દર્દમાં આરામ અને માવજત એ જરૂરનાં છે. ઓરી નિકળે કે તુરતજ દર્દીને આરામ આપવો. દર્દીની ચામડી સ્વચ્છ રાખવી. બિછાનું એવી જગ્યાએ રાખવું કે દર્દીને ઠંડી ન લાગે. આ રોગવાળો દર્દી જે ઓરડામાં સુતેલો હોય તેજ ઓરડામાં અથવા બિછાનામાં કોઇ તન્દુરસ્ત બાળકને સુવાડવામાં આવે તો તેને પણ તે રોગ લાગુ પડે છે. આ રોગ આટલો બધો ચેપી હોવાથી આ રોગીના સમાગમમાં આવનાર માણસોએ સ્વચ્છ રહેવું તેમજ જંતુઘ્ન દવાઓથી મ્હોડું સાફ રાખવું. આવા રોગીઓને અલગ રાખવા, નિશાળમાં આ રોગ લાગુ પડયો હોય ત્યારે તેને અટકાવવા સારૂ વિદ્યાર્થીઓને પોતપોતાને ઘેર મોકલવા, તે રોગને અટકાવવાને બદલે રોગનો ફેલાવો વધારે છે, માટે તેમ નહિ થવા દેવું.

### ૩ અછબડા.

આ રોગ હલકો ઉડતો ચેપી છે. બાળકોને આ રોગ થાય છે. શિતળાથી આ રોગ જુદો છે. તેનું વિષ શરીરમાં દાખલ થયા પછી ૧૨ થી ૧૯ દિવસમાં પરિપક્વ થાય છે.

**લક્ષણ:**--આ રોગમાં એકાદ બે દિવસ થોડો તાવ આવે છે. શરીર લાલ થાય છે અને બીજે કે ત્રીજે દિવસે છાતી, ખભા, પીઠ અને પેટ પર છૂટા છવાયા લાલ દાણા દેખાય છે. એકાદ બે દિવસમાં આ દાણામાં પાણી ભરાઈ આવે છે. દાણા મધ્યમાં અણીદાર હોય છે. દાણા ઘણું ખરૂં ચહેરા ઉપર દેખાતા નથી. શીળીની માફક આ દાણામાં પરૂ થતું નથી. એક અઠવાડીઆમાં દાણા સૂકાઈ, કરમાઈ, ભીંગડા વળી જઈ દાણો ઉખડી જાય છે. શીળીની માફક આ દાણાના ચાઠાં પડતાં નથી. કેટલીક વખત તાવ ઓછો હોય છે, અને તેથી આ દર્દની જાણ પડતી નથી.

**ઉપાય:**--શીળી, ઓરીની માફક આ રોગમાં પણ લોકો દવા કરતા નથી. ખણુજ ઓછી કરવા સારૂ સ્નિગ્ધ મલમ વાપરવો. પેટ સાફ લાવવા સારૂ જુલાબ આપવો. તાવ સારૂ સામાન્ય ઉપાય કરવા. દર્દીને સ્વચ્છ અને હવા ઉજાશવાલી જગ્યામાં રાખવો. ખોરાક હલકો અને સાદો મુખ્યત્વે કરીને દૂધનો આપવો.

## ૪ સીંદુરીઆ તાવ.

આ ચેપી તાવ છે. તાવ આવ્યા પછી શરીર ઉપર બે ત્રણ દિવસે લાલ ચકામાં જણાય છે. ગળું સૂજી આવે છે. પેશાબ ઓછો થાય છે. પેટમાં અસહ્ય પીડા થાય છે. આ તાવ હિન્દુસ્થાનમાં જણાતો નથી. યુરોપખંડમાં આ તાવનો ઉપદ્રવ ઘણો ચાલે છે. આ તાવ બચ્ચાંઓને લાગુ પડે છે. પાંચ વર્ષના બાળકોને આ વ્યાધિ લાગુ પડવાનો વધારે સમ્ભવ છે. આ રોગ એકજ વખત લાગુ પડે છે. આ રોગ ઘણોજ ચેપી છે. આ રોગના જંતુઓ એટલા બધા ચીકણા છે કે તેઓ સૂક્ષ્મ હોવાથી સ્હેલાઈથી કપડાંને ચોંટી જાય છે અને તે કપડાનો ઉપયોગ કરનારને રોગ લાગુ પડે છે. આ પ્રમાણે રોગ ફેલાય છે. આ રોગ પ્રથમ અરબસ્તાનમાંથી શરૂ થયો હતો.

**લક્ષણ:**--આ રોગના ત્રણ પ્રકાર છે:-૧ સાદો, ૨ સખ્ત, ૩ વિષમ.

સાદા પ્રકારમાં સહેજ તાવ આવે છે, લાલ ચકામાં દેખાય છે અને જીભ પ્રથમ ધોળી હોઇ લાલ થાય છે.

સખ્ત પ્રકારમાં તાવ વધારે હોય છે. ચોવીસ કલાકમાં તાવ વધી જાય છે. ચકામાં લાલ હોય છે. ગળામાં ચાંદી પડે છે.

વિષમ પ્રકારમાં તાવ ઘણો હોય છે અને મગજમાં વિકાર થાય છે. આંખોમાં ઘેન રહે છે, જીભ લાલ હોઈ કીરમજી રંગ જેવી થાય છે. મ્હોંમાંથી લાળ પડે છે.

આ દર્દ પાંચથી છ દિવસ ચાલે છે. સહેજ તાવ અગર કંપારી આવી દર્દ શરૂ થાય છે. ઉબકા અગર ઉલટી આવે છે. શરૂઆતથી ગળામાં સહેજ સહાજ દુઃખાવો જણાય છે. તાવ આવ્યા પછી અડતાલીસ કલાકમાં છાતી ઉપર લાલ ચકામાં જણાય છે. આ ચકામાંને દબાવીએ તો લાલ રંગ જણાતો નથી, પણ દબાણ લેઈ લીધા પછી તેનો રંગ જણાય છે. ચકામાં સૂકાઈ, છોડાં ખરી પડે છે. બળીઆ અને સીંદુરીઆ તાવમાં લાલ રંગનાં દાણા હોય છે, પરંતુ ફેર એટલો છે કે સીંદુરીઆ તાવમાં ચકામાં નિકળતા પહેલાં, પીઠમાં, માથામાં અને ગળામાં દુઃખાવો થાય છે. જ્યારે બળીઆમાં શરીર લાલ જણાય છે.

**ઉપાયઃ**—આ ભયંકર ચેપી તાવની અંદર શરૂઆતમાં તાવનું જોર ઓછું હોવાથી, દવા નહિં કરવી એ ભૂલ છે. આ ભૂલના પરિણામે ઘણાં ભયંકર પરિણામો આવે છે. સુસ્તી, શરીરનું ઠંડાપણું વિગેરે માલૂમ પડે તો કેમ્ફરાઇન ઓઇલની ત્વચા વાટે પીચકારી મારવી. તાવની સામાન્ય દવા આપવી. ગળાનો સોજો ઓછો કરવા ક્લોરેટ ઓફ પોટાસના કોગળા કરાવવા. દર્દીને ચળ આવતી હોય તો કાર્બોલીક પાણીથી કે ધોળી ચામડી ઉખડતી હોય તે વખતે સોડાના પાણીથી નવરાવવો.

દર્દીને જૂદા ઓરડામાં રાખવો. જેથી કુટુમ્બના માણસોને તેનો ચેપ લાગે નહિ. દર્દીના સમાગમમાં આવનારે ફોર્મેલીનથી પોતાના હાથ પગ ધોવા તથા કોગળા કરાવવા, તેમજ કપડાં ઉપર પણ તે છાંટવું.

# ફૂટી નિકળતા તાવ અને તેનો ચેપ કેટલી વખત સુધી રહે છે તે વિગેરે બતાવનારૂં કોષ્ટક.

| રોગનું નામ | કેટલા દિવસમાં ચિન્હ જણાય છે. | કેટલી મુદત સુધી ચિંતા રહે છે. | ચેપ લાગવાનો સમ્ભવ કેટલી મુદત. | ચિન્હો. | ક્યારે દેખાય છે. | રોગની મુદત. | રિમાર્ક્સ. |
|---|---|---|---|---|---|---|---|
| બળીઆ. | ૧૨ થી ૧૪ દિવસ. | ૧૦ થી ૨૮ દિવસ. | તમામ ભીંગડા ખરી જતાં સુધી. | ગુલાબી રંગના ફોલ્લા. | તાવના બીજે દિવસે અગર ૨૪ કલાકે. | સાત દિવસ. | |
| ઓરી. | ૧૦ થી ૧૪ દિવસ. | ૧૦ થી ૧૪ દિવસ. | કફ મટી ભીંગડા ખરે ત્યાં સુધી. | મચ્છરના ડંખ જેવા. | તાવના પછી ચોથે દિવસે અથવા ૭૨ કલાક પછી | ૧૦ થી ૧૨ દિવસ. | |
| અછબડા. | ૧૨ થી ૧૭ દિવસ. | ૧ થી ૧૪ દિવસ. | તમામ ભીંગડા ખરી જતાં સુધી. | રાતા ફોલ્લા. | તાવના ત્રીજે દિવસે અગર ૪૮ કલાક પછી. | ૧૪ થી ૨૧ દિવસ. | |
| સિંદુરીઓ તાવ. | ૪ થી ૬ દિવસ. | ૧ થી ૫ દિવસ. | ,, | લાલ ચકામાં. | તાવ પછી ૪૮ કલાકે. | ૮ થી ૯ દિવસ. | |

# ૨ ચેપી તાવ.

ચેપ એટલે એક માણુસના શરીરમાંનું રોગી ઝેર બીજાને લાગુ પડે તે. ચેપી રોગ નાના જીવ જંતુઓ અથવા પોરાના વધવાથી થાય છે. જંતુઓ એટલા બધા ઝીણા હોય છે કે સૂક્ષ્મદર્શક યંત્રથીજ તે જોઇ શકાય છે. દરેક રોગના જંતુઓ જુદા જુદા હોય છે. દરેક જંતુમાંથી તેની જાતના જંતુઓ ઉત્પન્ન થાય છે. તાવના એક જંતુમાંથી ચોવીસ કલાકમાં ૨૦૦૦૦ થી ૨૫૦૦૦ જંતુઓ ઉત્પન્ન થાય છે. દરેક ચેપી રોગના જંતુઓ માણુસના શરીરની અંદર લોહી, અને છીદ્ર વાટે શરીરમાં દાખલ થઇ પોતાની સંખ્યાનો વધારો કરે છે. ત્યાર પછી રોગનાં ચિન્હો જણાય છે. પછી દર્દીના શરીરમાંથી શ્વાસ વાટે, ચામડીમાંથી અથવા મળ-મૂત્ર દ્વારા રોગના જંતુઓ બહાર નિકળે છે, અને તેની અસર બીજા માણુસોને થાય છે. અગર તો હવા, પાણી, કપડાં, માખી, બિલાડાં, કુતરાં વિગેરેમાં આ જંતુઓ દાખલ થાય છે અને છેવટ શ્વાસવાટે બીજા મનુષ્યોના શરીરમાં દાખલ થાય છે. અગર ખોરાક મારફત દાખલ થાય છે, અને રોગ ફેલાવે છે.

કેટલાક જંતુઓ સજીવન શરીરની બહાર રહીને પૃથ્વીની હવામાંથી પોષણ મેળવીને અગર સડતી વસ્તુઓમાંથી પોષણ મેળવી શરીરમાં દાખલ થયા પછી રોગ ઉત્પન્ન કરે છે. આને ઉડતો ચેપી ( Infection ) રોગ કહે છે.

કેટલાક જંતુઓ માત્ર રોગવાળા શરીરની અંદર જ રહીને પરિપકવ થાય છે અને તે સ્પર્શ કરવાથી અથવા ઉડીને ફેલાય છે. તેને સ્પર્શજન્ય ( Contagion ) કહે છે.

કેટલાક જંતુઓ રોગીના શરીરમાં પરિપકવ થયા પછી બહારના સડતા પદાર્થોમાં જઇને વધારે પરિપકવ થાય છે અને વૃદ્ધિ પામે છે. ત્યાંથી સ્પર્શદ્વારા અગર ઉડીને સાજા માણુસને વળગીને રોગ ઉત્પન્ન કરે છે. આને ઉડતો સ્પર્શચેપ ( Contagious Infection ) કહે છે.

## ૧ ટાઇફસ.

ટાઇફસ ચેપી તાવ છે. આ તાવને જારી જ્વર, ચૌદ દિવસનો તાવ, જેઇલ તાવ કહે છે. આ તાવ હિન્દુસ્થાનમાં ઓછા પ્રમાણમાં માલૂમ પડે છે. ગંદકી, કોહાણ, દુર્ગંધવાળી હવા, ઘણા માણસોનો જમાવ, તુરંગ, ગરીબ લોકો રહેતા હોય અને જ્યાં આગળ સ્વચ્છ હવાની અવર જવર ન હોય તેવા કારણોથી આ રોગ ઉદ્‌ભવે છે. ગામ પરગામની મુસાફરી કરનારને જુદા જૂદા સ્થળોના પાણી પીવાથી પણ આ રોગ લાગુ પડે છે.

પુરૂષ, સ્ત્રી તેમજ બાળકને આ રોગ એક સરખી રીતે લાગુ પડે છે. જેમ બળ વધારે તેમ રોગનું પરિણામ ભયંકર. આ ઉપદ્રવ એકાએક ફાટી નિકળે છે. આ દરદનું જોર બેથી ત્રણ અઠવાડીઆં રહે છે અને તાવ ચૌદ દિવસ રહે છે. જેથી કરીને 'ચૌદ દિવસનો તાવ,' એવું નામ પણ આ રોગને આપવામાં આવ્યું છે. દુકાળ પડે છે ત્યારે, દેશ પરદેશની લઢાઈ ચાલતી હોય, અને ઘણા માણસોનો જમાવ થયો હોય ત્યારે આ ઉપદ્રવ એકાએક ફાટી નિકળે છે. આ તાવના જંતુઓ ઘણાજ ચેપી છે. અસ્વચ્છ હવા, ગંદકી, મેલાં કપડાં આ રોગને ઘણાંજ અનુકૂળ છે. આ રોગના જંતુઓ શ્વાસોશ્વાસ અને સ્પર્શવાસમાંથી બહાર નિકળે છે. આ રોગના દર્દીના સમાગમમાં આવનારને શ્વાસદ્વારા કે પ્રસ્વેદના સ્પર્શથી રોગના જંતુઓ લાગુ પડી રોગ થાય છે.

**લક્ષણ:**—તાવની સાથે દર્દીની શક્તિ મંદ પડી જાય છે–હાથ પગ ચુંથાય છે. કપાળ ઉપર સખ્ત દુઃખાવો થાય છે. આખું શરીર બળે છે. ઉંઘ આવતી નથી, નાડી વેગથી ચાલે છે, જીભ ધોળી અને સુકી પડી જાય છે. પેસાબ થોડો અને લાલ હોય છે. લવરી થાય છે. દર્દી એકદમ ઝબકી ઉઠે છે. ખરાબ સ્વપ્નાં આવે છે. દિવસ કરતાં રાત્રે દુઃખાવો વધારે થાય છે. દર્દી પથારીમાં ચત્તો પડી રહે છે. ચહેરો સુસ્ત અને ઉદાસી જણાય છે. દાંત તથા ઓષ્ઠ ઉપર છાલાં વળે છે. કાનમાં બહેરાશ આવી જાય છે. સ્વભાવ ચીડીઓ થાય છે ઘેન રહે છે સન્નિપાત થાય છે. ઝાડા થાય છે અને ઝાડાનો રંગ પીળાશ પડતો હોય છે. નાડીના ધબકારા

૧૪૦ એક મિનિટમાં થાય છે. નાડીનો વેગ ધીમે ધીમે બાર દિવસ સુધી વધતો જાય છે. તાવ વધારેમાં વધારે ચારથી પાંચ દિવસમાં જણાય છે. અને તેરથી સત્તર દિવસમાં ધીમે ધીમે ઉતરવા માંડે છે.

શરીર ઉપર ગુલાબી રંગના દાણા દેખાય છે. આ દાણા તાવ આવ્યા પછી પાંચથી આઠ દિવસની અંદર દેખાય છે. દાણા અનિયમિત હોય છે અને જૂદે જૂદે ઠેકાણે દેખાય છે. દાણા પ્રથમ કાંડાના પાછલા ભાગ ઉપર જણાય છે. મ્હોડા અગર ગરદન ઉપર ક્વચિતજ માલૂમ પડે છે. આ રોગમાં વાસ એક મુખ્ય ચિન્હ છે. આ રોગનો વાસ એવો ખરાબ હોય છે કે તેની સારવાર કરનાર કુશળ આયાઓ, અગર દાક્તરો, આ રોગને વાસ ઉપરથીજ પારખી શકે છે. આ રોગના જંતુઓ પોતાનું ઝેર શરીરની નસોદ્વારા ફેલાવે છે અને તેથી દર્દી તન્દ્રા અગર ઘેનમાં રહે છે. આ કારણથી આ તાવને ઘેનનો તાવ પણ કહે છે. મગજમાં ધમધમાટ, કાનમાં ઘોંઘાટ અને સુસ્તી એ આ રોગનાં મુખ્ય લક્ષણો છે. દર્દી એકી ટશે એકજ ચીજ કે વસ્તુ ઉપર જોયા કરે છે. ઝાડો, પેશાબ, પણ એમને એમ થાય છે અને દર્દીને તેનું ભાન રહેતું નથી.

શરૂઆતથી પુષ્કળ ઘેન, આંખોના ડોળાનું સંકોચપણું, મ્હોં તથા અવયવોનું ખેંચાવું, ગભરાએલો ચહેરો, અતિસાર, તાવ ૧૦૬° થી વધારે, અનિયમિત નાડી, આ ચિન્હો ગંભીર છે. આ રોગના ઝેરી જન્તુઓ શરીરમાં દાખલ થયા પછી તેના ઝેરના પ્રમાણમાં થોડા કલાકથી બાર દિવસમાં બહાર નિકળે છે. તાવ ૧૦૪° સુધી હોય છે અને ચૌદમે દિવસે વધારેમાં વધારે તાવ હોય છે. તાવ સવારે ઓછો હોય છે અને જો ધીમે ધીમે ઉતરે તો દર્દીને આરામ થશે એવી આશા રખાય છે. બીજા અઠવાડીયામાં ખરાબ વાસ નિકળે છે અને આ વાસ દ્વારા રોગના ઝેરી જન્તુઓ ફેલાય છે.

**ઉપાયઃ**—આ રોગનો જોશ ઓછો પાડવા અગર એકદમ મટાડવાની રામબાણ દવા નથી. મુખ્ય ઉપાય દર્દીનું બળ સાચવવાનો છે. દર્દી અશક્ત થયો હોય, નાડી અનિયમિત હોય તો તેને કાર્ડીએકટોનીક્સ

જેવાં કે ડીજીટેલીસ, સ્ટ્રોફેન્થસ, બ્રાન્ડી વિગેરે આપવું. પેશાબ બરાબર થતો ન હોય તો સળી મૂકી પેશાબ કરાવવો. દસ્તની કબજીઆત હોય તો દિવેલ આપવું. ચેન હોય અગર તાવ પુષ્કળ હોય તો માથે બરફ મૂકવો અગર કોલનવોટરનો ઉપયોગ કરવો. બકવાટ હોય, ઊંઘ ન આવતી હોય તો અફીણ અગર બ્રોમાઇડ આપવાં, કે ત્વચા દ્વારા મોરફીઆની પીચકારી મારવી. તાવ પુષ્કળ હોય તો શરીર ઉપર ઠંડા પાણીની સ્પંજ કરવી.

દર્દીને સારી હવા ઉજાસ વાળી જગ્યામાં રાખવો અને હવા ઠંડી પણ ભેજ વાળી હોવી ન જોઇએ. ગીચ વસ્તી હોય અગર આ રોગના દર્દી હોય ત્યાંથી દર્દીઓને દૂર રાખવા. દર્દીના શરીરના કપડાં તેમજ બિછાના, ચાદર, વિગેરે વખતો વખત બદલતા રહેવું. દર્દીને વખતો વખત પાસું ફેરવાવવું, કારણ દર્દી અશક્ત થઇ જાય છે અને જો એકજ પાસે ઘણો વખત સુઈ રહે છે તો પાકાં પડવાનો સમ્ભવ રહે છે. રોગની શરૂઆતથી અને ચામડી સુકી અને ગરમ હોય ત્યારે દર્દીને ઠંડા પાણીએ ભિંજવેલાં કપડાંમાં લપેટવો. દર્દીને નિયમિત વખતે દૂધ, કાંજી આપવાં, દર્દીને બને તેમ એકાંત અને શાંત જગોમાં રાખવો. દર્દીના આગળ બહુ ગરબડાટ કરવો નહિ, દર્દીથી અવાજ ન સહન થતો હોય તો તેના કાનમાં રૂનાં પુંમડાં મૂકવાં.

આ તાવ ચેપી છે તેથી દર્દીની પાસે ઘણા માણસોની આવજાવ થવા દેવી નહિ. દર્દીને ખુલ્લી હવા ઉજાશ વાળી જગ્યામાં રાખવો. દર્દીના ઝાડામાં ચુનો, બ્લીચીંગ પાઉડર, કાર્બોલીક એસીડ કે બીજી જંતુઘ્ન દવાઓમાં નાંખી તે દાટી દેવાં અગર ઘણેજ દૂર નાંખી દેવાં. દર્દીના કપડાં પણ જન્તુઘ્ન દવામાં નાંખી બોળી નાંખવાં અને તે અલગ રાખવાં.

દર્દીને ખોરાકમાં દૂધ, કાંજી, એરોરૂટ, જવનું પાણી, મગનું પાણી, ભાત આપવાં તેમજ ફળફલાદિ આપવા.

**આ રોગ અટકાવવા સારૂ:**—૧. દર્દીને અલગ રાખવો. દર્દીની સારવાર કરનારા માણસોએ પોતાનાં કપડાં જંતુહારક દવા નાંખી ધોઇ

નાંખવા તેમજ સાજા માણસોના સહવાસમાં બહુ આવવું નહિ. ૨ ખુલ્લા હવા ઉજાશવાળું મકાન રાખવું. ૩ અતિશય માણસોનો જમાવ થવા દેવો નહિ. ૪ ભૂખમરો બહુ ન થવા દેવો; ને આરોગ્યના નિયમ પાળવા.

## ૨. ટાઇફોઇડ.

આ ચેપી તાવ છે. તેને એન્ટેરીક, ગેસ્ટ્રીક, અગર એકવીસ દિવસનો તાવ કહે છે. આ તાવ ચાર અઠવાડીયાં સુધી રહે છે. આ જ્વરનું ઝેર એક અઠવાડીઆથી ત્રણ અઠવાડીઆં સુધી ગુપ્તાવસ્થામાં રહે છે. આ તાવ બચ્ચાંઓને અને ૪૫ થી ૫૦ વર્ષની ઉપરના માણસોને ક્વચિતજ થાય છે. ઘણુંખરૂં ૫ થી ૧૫ વર્ષની વયમાં ૮૭ ટકા અને ૧૫ થી ૩૦ વર્ષમાં ૨૭ ટકા, આ રોગ લાગુ પડે છે. આ રોગના ઝેરી જંતુઓ દર્દીના મળમાં હોય છે અને મળ મારફત કુવા, નદી, તલાવ વિગેરે પાણી પીવાના જળાશયમાં ખેંચાઈ જાય છે. ત્યારબાદ આવા જળાશયમાંથી પીવાના પાણીનો ઉપયોગ કરવામાં આવતાં તે મારફત આ જન્તુઓ શરીરમાં પ્રવેશ કરે છે અગર મળ-મૂત્રનાં વાસણ સ્વચ્છ નહિં હોવાથી આ જન્તુઓ સ્વચ્છ હવાની સાથે મલી જાય છે અને તે હવા શ્વાસ દ્વારા શરીરમાં જવાથી રોગ ઉત્પન્ન થાય છે. આ રોગ ગ્રીષ્મ અને પાનખર ઋતુ (ઑગસ્ટથી નવેમ્બર) માં થાય છે.

આ રોગના જન્તુઓ દૂધ દ્વારા પણ શરીરમાં દાખલ થાય છે. દૂધમાં પાણીનો ભેળ કરવામાં આવે છે અને પાણી ખરાબ (જન્તુવાળું) હોવાથી ભેળસેળવાળા દૂધનો ઉપયોગ કરવાથી આ રોગ થાય છે. વળી દૂઝતાં જનાવરો રાખવામાં આવે છે તે જગાએ ગટરો હોય છે અને આ ગટરોમાં ઝેરી જન્તુઓ હોય છે. આ જન્તુઓ હવાની સાથે મલી જઈ દૂધમાં પ્રવેશ કરે છે. દૂધની માફક આઇસક્રિમથી પણ આ રોગ થાય છે. આ રોગની મુખ્ય અસર મળાશય ઉપર થાય છે. આ રોગના જન્તુઓનું નામ 'બેસીલસ ટાઇફોસસ' છે. આ જન્તુઓ ડૉકટર ઇબિર્થે શોધી કાઢયા હતા. આ જન્તુઓ ઠંડીમાં રહે છે. મુખ્યત્વે કરીને બરફમાં ત્રણ મહિના રહી શકે છે, પીવાના પાણીમાં આ જન્તુઓ ૮૦ દિવસ સુધી રહે

છે. આ જન્તુઓ દર્દીના લોહી, મળ, મૂત્ર, આંતરડાની ગ્રંથી ( Mesenteric glands ) માં માલૂમ પડે છે. દર્દીના પેશાબમાં ત્રીજે અઠવાડીએ આ જન્તુઓ માલૂમ પડે છે.

**લક્ષણો:**—આ રોગમાં શરીર ઉપર કેટલીક વખતે ગુલાબી ધાબાં દેખાય છે. આ ધાબાં છાતી, પેટ અને પેઢુ ઉપર નિકળે છે. નબળાઈ, માથાનો દુખાવો, પેઢુનો દુખાવો અને તાવ એ આ દર્દનાં મુખ્ય ચિન્હ છે. ઝાડો અગર મરડો કે ઝાડામાં લોહી પડે છે. ઝાડો સફેદ પીળો અને ચીકાશ પડતો હોય છે અને દુર્ગંધ યુક્ત હોય છે. તાવની શરૂઆતથી ચોથે અઠવાડીએ તાવ નરમ પડે છે. શરીર અશક્ત થાય છે. શરૂઆતમાં તાપ આગળ બેસી રહેવાનું મન થાય છે. શરીરમાં કંપારી આવે છે. પીડમાં દુખાવો થાય છે. ઉબકા અગર ઉલટી આવે છે. જીભ ઉપર ધોળી છારી વળે છે, જીભ સુકાય છે, અને કાતરા પડે છે. નાડી ઉતાવળી ચાલે છે. ઉંઘ બરાબર આવતી નથી. શ્વાસોચ્છ્વાસમાં દુર્ગંધ જણાય છે. ગળામાં દુખાવો થાય છે. માથાનો દુખાવો પણ સખ્ત હોય છે.

તાવ ધીમે ધીમે વધે છે અને રોગનું શુભ કે અશુભ પરિણામ તાવના ઉપર વિશેષ આધાર રાખે છે. તાવ સવારે ઓછો હોય છે અને ધીમે ધીમે રાત સુધી વધે છે. રાતના તાવ સખ્ત હોય અને સવારમાં તાવ ઉતરી જતો હોય તો તે એક સારૂં ચિન્હ છે. તાવ પ્રથમના અઠવાડીયામાં ૧૦૩° થી ૧૦૫° થાય છે. રાતના ચેન રહે છે. બેચેની અને નાડીનો વેગ વધારે થાય છે. પાણીનો શોષ પડે છે. પેઢુના જમણા ભાગમાં ( Right I liac Fossa ) ગડગડાટ અને દુખાવો થાય છે. પહેલા અઠવાડીઆની આખરે બરોલ વધે છે. અને ગુલાબી રંગના દાણા દેખાય છે. આ દાણા ગોળ હોય છે. જે જગાએ નિકળ્યા હોય તે જગાએ દાબવાથી દાણા દેખાતા બંધ થાય છે. અને દબાણ લેઈ લેતાં પાછા દેખાય છે. દાણા નિકળ્યા પછી ૩ થી ૪ દિવસ રહે છે. ટાઈફસમાં પણ આવા દાણા નિકળે છે. પરન્તુ, તે દાણાને ત્રણ દિવસ પછી દબાવીએ તો તે દેખાતા બંધ થતા નથી.

બીજા અઠવાડીયામાં અશક્તિ વિશેષ, શરીરની કૃષતા, ઝાડા પાંચથી ૭ થાય છે. ઝાડા બાસવાળા અને પીળાશ પડતા માટી જેવા હોય છે. કોઈ કોઇ વાર તેમાં કણા ( Dəbris ) હોય છે. તાવ ચઢ ઉતરનો થાય છે. સવારમાં ઓછો હોય છે અને પછી બપોરે તાવ વધે છે. આ અઠવાડીયામાં તાવ ચઢ ઉતરનો થાય છે એટલે રીમીટન્ટ ટાઇફિનો થાય છે અને સવાર સાંજમાં એકથી બે ડીગ્રીનો ફરક પડે છે.

ત્રીજુ અઠવાડીયું:–શરીરની નબળાઈ વિશેષ હોય છે. દર્દી ઘણું ખરૂં બિછાનામાં ચત્તો પડી રહે છે. જીભ તદ્દન સુકાય છે. તાવ ધીમે ધીમે ઓછો થાય છે અને ઈન્ટરમીટન્ટ ટાઇફિનો થાય છે. એટલે સવારમાં ૯૮° થી ૯૯° સુધી રહે છે. જ્યારે સાંજે ૧૦૧° સુધી થાય છે. આ અઠવાડીઆથી દર્દીને આરામ થતો આવે છે અને ઘણાં ખરાં ચિન્હો ધીમે ધીમે ઓછાં થાય છે.

ચોથું અઠવાડીયું:–તાવ નૉર્મલ ૯૮° થી ૯૮°-૪ થાય છે. ઝાડો બંધ થાય છે. જીભ સાફ થવા માંડે છે અને દર્દીને શરીરમાં સ્ફૂર્તિ આવે છે.

ઘણું ખરૂં બીજા અઠવાડીઆના અંતમાં અને ત્રીજા અઠવાડીઆની શરૂઆતમાં આ રોગ ઘણોજ ભયંકર હોય છે, અને તે દરમિયાન મરણ પણ થાય છે. આ વખતે થતાં ચિન્હોને શરૂઆતનાં ચિન્હો સાથે કાંઈ સમ્બન્ધ હોતો નથી. નાકમાંથી અગર ઝાડા વાટે લોહી પડવું, અગર છાતીમાંથી બળખા મારફતે લોહી પડવું: એ ભયંકર છે. કોઇ કોઈ વખત અતિશય લોહી પડવાથી ઝોબો આવી માણસ મરણ શરણ થાય છે. દર્દીના પેડુમાં એકાએક પીડા અને તાવનું બીજા અઠવાડીએ એકદમ એક સરખું વધવું આ પણ ભયભરેલું છે. આ રોગની સાથે મુંઝારો, સન્નિપાત, ત્રિદોષ, આંતરડામાં કાણાં પડવાં, શૂળ, રક્તસ્ત્રાવ, ગુરદાનું દરદ વિગેરે આંતર રોગ થાય છે અને તેનાથી પણ સાવચેત રહેવાની જરૂર છે, કારણ કે આ બધાં કારણો દર્દીને ભય ભરેલાં છે.

તાવ ધીમે ધીમે વધે છે. શરૂઆતના તાવ પછી રોગ વધારે ભયંકર થવાનો હોય તો તાવ દિનપ્રતિદિન વધતો જાય છે. રોગ લાગુ પડયા પછી

ત્રીજે અથવા ચોથે દિવસે ૧૦૩° થી ૧૦૫° સુધી ન વધે તો આ રોગ ટાઇફોઇડ નથી. અને જો બીજેજ દિવસે ૧૦૪° થાય તો પણ તે ટાઇફોઇડ નથી એમ માનવા જેવું છે. કારણ કે આ તાવમાં ધીમે ધીમે ગરમી વધે છે. શરૂઆતમાં રોગ પારખવો મુસ્કેલ છે. છઠ્ઠા દિવસ સુધી દાણા જણાતા નથી અને કોઇ કોઇ વાર બાર દિવસ સુધી પણ જણાતા નથી. કદી બિલકુલ પણ જણાતા નથી. તાવ સ્હવારે ઓછો હોય છે અને દિવસ ચઢતો જાય છે તેમ તાવ પણ ચઢતો જાય છે. રોગની શરૂ- આત થયા પછી તાવની ગરમીમાં જેમ વધઘટ વધારે થવા માંડે તેમ દર્દીને ઘણોજ અનુકૂળ સમય સમજવો. જો બીજા અઠવાડીઆમાં હંમેશાં તાવ એકજ સરખો ઘણોજ વખત રહેતો હોય તો વ્યાધિ સખ્ત છે એમ સ્હમજવું. ટાઇફસ તાવમાં તાવ એકદમ ઓછો થાય છે, તેમ આ તાવમાં થતું નથી. આ તાવમાં ધીમે ધીમે તાવ ઓછો થતો જાય છે.

આ રોગનું નિદાન તાવ આવવાની રીત તથા તેની વધઘટ, બરોલની ગાંઠનું મોટું થવું, જમણા મળાશયમાં દુખાવો, પેટુનો ગડગડાટ, ગુલાબી દાણા અને ડૉકટર વિડોલની રીત પ્રમાણે લોહીની તપાસથી થાય છે.

**ઉપાય**—આ વ્યાધિની ખાસ દવા નથી. પરન્તુ દર્દીની શક્તિ જાળવી રાખવા અને દર્દીને વ્યાધિ વધારે જોર ન કરે તે સારૂ સામાન્ય દવાની જરૂર છે. દર્દીને સારી હવા ઉજાશવાળી જગોમાં રાખવો. દર્દીને ઝાડો-પેશાબ કરવા સારૂ પણ બિછાનામાંથી ઉઠાડવો નહિં. ખોરાકમાં દૂધ આપવું. અને તે પણ નિયમિત વખતેજ આપવું. આખા દિવસમાં પુખ્ત ઉમ્મરના માણસને ત્રણ શેરથી વધારે દૂધ આપવું નહિ. દૂધ આપવાથી ઝાડો. થાય અગર દૂધ ન પચે તો દૂધની અંદર લાઇકર પ્રેન્ક્રીએટીસ નાંખી આપવું. શરીરને વાદળીથી સ્વચ્છ કરવું. તાવ ઉતારવા સારૂ પરસેવાની દવા આ- પવી. ઉધરસ હોય તો એમોનીઆકાર્બ, સીલા કે ઇપિકેક આપવું, ઝાડો ચોવીસ કલાકમાં ચાર વખતથી વધારે થાય તો તેને બંધ કરવાની દવા આપવી. જેવી કે:—બીસ્મીથ, સેલોલ, અફીણ. ઝાડો કબજ રહેતો હોય તો ગ્લી- સેરાઇન ગુદા વાટે આપવું. માથા ઉપર નિરંતર બરફ રાખવો. એન્ટી-

સેપટીક દવા જેવી કે કાર્બોલીક એસીડ, સેલોલ આપવું. લોહી પડે તો અફીણ, ટરપેન્ટાઇન, અર્ગટ, એસીડગેલીક વિગેરે આપવું. તાવ હોય ત્યાંથી તે તાવ ઉતરે અને તે પછી ત્રણ અઠવાડીઆં સુધી યુરોટ્રોપીન આપવું.

શરૂઆતથીજ દર્દીને કોઇ પણ જાતનો કઠણ ખોરાક આપવો નહિ. કારણ કે તેમ કરવાથી આંતરડામાં છાલાં પડી, લોહી પડે છે અને જેથી દર્દ ભયંકર સ્વરૂપ પકડે છે. દર્દીને આરામ થયા પછી અને તાવ નોરમલ એક અઠવાડીઆ સુધી રહે ત્યાર પછી ખોરાક આપવો. દર્દી સારો થયા પછી તેને ત્રણ માસ સુધી આરામ આપવો કારણ કે કેટલીક વખત આ રોગનો ઉથલો આવે છે.

**અટકાવવાના ઉપાયઃ**—૧. આ દર્દ પીવાના પાણી દૂધ વિગેરેથી ફેલાય છે. માટે પીવાનું પાણી, દૂધ વિગેરે ગરમ કરી વાપરવાં. દૂધ ખુલ્લું રાખવું નહિ. ૨. ટાઇફોઇડના જંતુઓ ખરાબ હવા અગર ગેસ મારફતે ફેલાય છે તેથી કરીને મોરીઓ, ખાળકુવા, ગટરો, મેનહોલ, વિગેરે સાફ રાખવાં તેમજ તેની અંદર જંતુહર દવાઓ નાંખવી, તેમજ જાજરૂ, ગટરો, ઓઇલ પાઇપોમાં હવા આવ જા કરી શકે તેવી ગોઠવણ રાખવી. ૩. આ દર્દવાળા દર્દીને આરામ થયા પછી પણ દર્દના જંતુઓ શરીરમાં રહે છે તેથી કરી દર્દીના ઝાડા, પેશાબમાં દવા નાંખી, ઓછામાં ઓછા એક પખવાડીઆ સુધી તો બાળી નાંખવા કે દાટી દેવા. ૪. આ દર્દના જંતુઓ ઘણુંખરૂં ઝાડામાં વિશેષ હોય છે તેથી કરીને ઝાડામાં જંતુનાશક દવા નાંખી તે દૂર દાટી દેવો. વળી, ઝાડાથી કપડું બગડયું હોય તો તે પણ ખસેડી નાંખી જંતુનાશક દવામાં બોળી ધોઇ નાંખવું. ૫. દર્દીને અલગ રાખવો અને તેની સારવાર કરનારાઓએ જ તેના ઓરડામાં જવું. સારવાર કરનારાએ પોતે સ્વચ્છ રહેવું અને સ્વચ્છતાઇના નિયમો પાળવા. પોતાના હાથ, પગ હલકા કાર્બોલીક લોશનથી સાફ કરવા. દર્દીના બિછાના ઉપર કોઇ પણ જાતના પડદા, કે મચ્છરદાની રાખવી નહિ. દર્દીને સારૂ બે બિછાનાં રાખવાં. જેથી દર્દીને એક બિછાનામાંથી બીજા બિછાનામાં સુવાડી શકાય. બિછાનાં સ્વચ્છ રાખી

શકાય. દર્દીને સારૂ ઉપયોગમાં લેવાતાં વાસણો સાફ કરવાં. દર્દીને આરામ થયા પછી અગર દર્દી "તે જગો" ખાલી કરી જાય ત્યારે જગોને ધોઇ નાંખવી. દર્દીની ઓરડીમાં અમુક અમુક જગોએ બ્લોટીંગ પેપર અગર જાડા કાગળો ઓઇલ યુકેલીપ્ટસમાં બોળીને રાખવા.

### ૩ પેરા ટાઇફોઇડ.

આ પણ ચેપી તાવ છે. આ તાવ ટાઇફોઇડને મળતો છે. પરન્તુ, તેના કરતાં ઓછું સખ્તરૂપ છે. આ તાવના જંતુઓ, ટાઇફોઇડના જન્તુઓ કરતાં જૂદા છે. આ તાવ ઘણી વખત એકવીસ દિવસ કરતાં ઓછી મુદતે ઉતરે છે. આ તાવનાં લક્ષણો ઘણાંખરાં ટાઇફોઇડનાં લક્ષણોને મળતાં છે પરન્તુ, અનિયમિત છે. આ તાવમાંથી મૃત્યુનો સમ્ભવ ઓછો રહે છે.

આ તાવને સારૂ ખાસ ઉપાય નથી. પરન્તુ, જે જે ચિન્હો જણાય તેની દવા કરવી અને ચેપી રોગની માફક આમાં પણ દર્દીની સારવાર કરવી. આવા દર્દીની સારવાર કરનાર અને સમાગમમાં આવનાર માણસોએ પણ ચેપી રોગના જેવી સાવચેતી લેવી.

### ૪ ઉલટતો તાવ ( Relapsing fever ).

આ તાવને દુષ્કાળ જ્વર પણ કહે છે. હિન્દુસ્થાનના જૂદા જૂદા ઇલાકામાં દુષ્કાળના વખતમાં આ તાવ ફાટી નિકળ્યો હતો. આ તાવમાં એક જાતના જન્તુઓ હોય છે, જેને 'સ્પાઇરીલીમ ઓબર મેયર' કહે છે. આ રોગ દર્દીના શ્વાસોચ્છ્વાસદ્વારા અને મળ મૂત્ર દ્વારા ફેલાય છે. આ વ્યાધિ ઘણુંખરૂં ગરીબ અને ભૂખે મરતાને થાય છે. આ તાવ સાતથી આઠ દિવસ રહે છે, અને પછી પુષ્કળ પરસેવો આવી તાવ ઉતરી જાય છે. પછી પ્રથમ તાવના ચોથાથી દશમા દિવસ પછી તાવ ફરીને ચડે છે અને આગળની માફક ચાલીને સાત આઠ દિવસ રહી તદન ઉતરી જાય છે. આવા ઉથલા બે ત્રણ વખત આવે છે. તાવ હોય છે ત્યારે બરોલ અને યકૃત વધે છે. અને તાવ ઉતરી ગયા પછી અસલ માફક થઇ જાય છે.

આ રોગ એકદમ થઇ આવે છે. ટાઢ આવે છે, અને માથું દુઃખે છે, સાંધાઓ વાએ રહી ગયા હોય તેવા દુઃખે છે. જીભ પર સફેદ

છારી વળે છે, લમણામાં ચસકા થાય છે. તાવ પુષ્કળ આવે છે. પરસેવો થઇ સાતમે દિવસે તાવ ઉતરી જાય છે. પરસેવો ખાટો અને વાસ મારે છે. કોઇને ઝાડા થાય છે, તો કોઇને નાકમાંથી લોહી પડે છે. તાવ પાછો ફરીથી આવે છે અને તે પ્રથમ કરતાં ઓછા જોરમાં હોય છે. પરન્તુ પ્રથમની માફક સાત દિવસે ઉતરે છે. આ તાવમાંથી કેટલીક વખત કમળો થાય છે.

**ઉપાયઃ—**તાવના સામાન્ય ઉપાય કરવા. દર્દીને ખુલ્લી હવામાં રાખવો અને ચત્તો સૂવાડવો. દર્દીનું માથું સખ્ત દુઃખતું હોય, તાવ ઘણોજ હોય તો માથે બરફ અગર ઠંડા પાણીનાં પોતાં મૂકવાં. પરસેવો બહુ વળે તો તેને વારે વારે લૂછી નાંખવો. ટાઢ આવે તો ગરમ પાણીના શીશા દર્દીની આસપાસ મૂકવા અને દર્દીને ગરમ કપડાં ઓઢાડવાં.

### ૫. મગજ અને કરોડ રજ્જુના વરમનો તાવ.

આ તાવ એકજ જગામાં રહેનાર માણસોને એકજ વખતે સ્થાનિક કારણોને લેઇને થાય છે. આ તાવ પ્રથમ ઇ. સ. ૧૮૦૫ માં જીનીવામાં જણાયો હતો. ત્યાર પછી યૂરોપમાં અને અમેરિકામાં તેણે પગ પેસારો કર્યો. હિન્દુસ્થાનમાં પણ કોઈ કોઈ વખત માલૂમ પડે છે. પરન્તુ છૂટા છવાયા રૂપમાં આ તાવ એક જાતના જન્તુઓથી થાય છે. મગજના પડનો અને કરોડ રજ્જુનો વરમ ઘણા કારણોથી થાય છે અને તેની સાથે તાવ પણ હોય છે પરન્તુ જ્યારે કોઇ સ્થાનિક વિષને લીધે તાવ આવે છે ત્યારે તે એક જાતનો 'એપીડેમીક' એટલે કે એક વખતે અનેક જણને થનારો રોગ ગણાય છે.

**લક્ષણઃ—**મગજના પડમાંથી અને કરોડ રજ્જુમાંથી પરૂ જેવો રસ નિકળે છે. અને તે મગજના તળીએ જામી જાય છે, ટાઢ વાય છે, માથાનો સખ્ત દુખાવો થાય છે. ઉલટી થાય છે, ગરદન ફરી શકતી નથી. તાવ ૧૦૫° થી ૧૦૭° થાય છે. દર્દી બેભાન થાય છે. બકવાટ કરે છે અગર બરાડા પાડે છે. ડોક અને કરોડના સ્નાયુઓ અક્કડ થાય છે અને દર્દી કોઇ કોઇ વાર બારથી ચોવીસ કલાકમાં મૃત્યુના શરણ થાય છે. સામાન્ય

રીતે છથી આઠ દિવસ સુધી આ વ્યાધિનો ભય રહે છે. કીકી વિસ્તૃત થાય છે અગર સંકુચિત થાય છે. દર્દીનું માથું સીધું કરવા જવાથી તેને અતિશય વેદના થાય છે. બોચીમાં દુખાવો થાય છે. આંચકી આવે છે. કોઇ કોઇ વાર લકવો થાય છે. દર્દી પોતાના શરીર સાથે જાંઘને કાટખૂણે રાખે છે અને આ તાવનું એ ખાસ ચિન્હ છે.

**ઉપાય:**—દર્દીને આરામ આપવો; ખોરાકમાં દૂધ આપવું; બેચેની દૂર કરવા સારૂ બ્રોમાઇડ આપવું તથા વરમ ઓછો કરવા સારૂ પારદ આપવો. બહુજ વેદના હોય તો મોરફીઆની ત્વચા વાટે પિચકારી આપવી. કરોડમાંથી પાણી કઢાવવું અને પછી "મેનીનગો કોકસ સીરમ" ની પિચકારી મૂકવી.

## ૬. પ્લેગ-મરકી-ગાંઠીઓ તાવ.

આ હઠીલો ચેપી ઉડતો રોગ છે. આને ગાંઠીઓ તાવ કહે છે. સર્વે ઉડતા ચેપી રોગમાં આ વિશેષ ઝેરી છે.

આ રોગનું ઇજીપ્ત દેશના ગુમડા તરીકે વર્ણન થએલું છે. જૂના વખતથી આ રોગે ઇજીપ્તમાં પોતાનું ઘર કરેલું છે. હિબ્રુ લોકોના પવિત્ર પુસ્તકમાં, ઇજીપ્ત આ રોગની જન્મભૂમિ છે, એમ લખેલું છે. જૂના બાઇબલમાં પણ ગુમડાની મરકીનું વર્ણન કરેલું છે અને તે ગાંઠીઆ તાવને મળતું છે. પ્લેગે છઠ્ઠા સૈકાથી ૧૮ મા સૈકા સુધી પોતાનો કેર વર્તાવી યૂરોપનો ઘાણ કાઢી નાંખેલો છે. અને ત્યાર પછી પેકીન, કેન્ટોન અને હોંગકોંગને વેરાન કરી નાંખ્યાં છે. પ્લેગે ચીનમાં એકી વખતે ૧૩૦ લાખ માણસોનો ભોગ લીધો હતો અને પૂર્વના બીજા દેશોમાં અઢી કરોડ માણસોનો ભોગ લીધો હતો. ત્યાર પછી તેણે હિન્દુસ્થાનમાં કેર વર્તાવ્યો છે. પ્લેગે મુંબાઇ ઇલાકામાં ઇ. સ. ૧૮૯૬ ના ઑગસ્ટ માસમાં પહેલ વહેલો દેખાવ દીધો. અને ૧૮૯૭ થી મુંબાઇ વિગેરે મ્હોટાં શહેરોમાં તે હમ્મેશનો થઇ પડયો છે. આ દર્દ હિન્દુસ્થાનમાં દાખલ થયું ત્યારથી તે અત્યાર સુધી લગભગ એક કરોડ માણસના જાન તેણે લીધા છે. આ રોગ પ્રથમ મુંબાઇમાં કેવી રીતે આવ્યો તેને સારૂ જૂદા જૂદા મત છે પણ મુખ્ય કારણ નીચે મુજબ છે:—

૧. પ્લેગ દરિયા મારફતે હોંગકોંગ કે ચીનના મુલકમાંથી આવ્યો.
૨. મેસોપટેમીઆમાં પણ પ્લેગ હમ્મેશ દેખાવ દેતો અને તેથી કદાચ, ત્યાંથી પણ આવ્યો હોય.
૩. યાત્રાળુઓની મારફત કુમાફિન કે જેદ્દાથી પણ આવ્યો હોય.
૪. રોગના જન્તુઓ ઉંદર, વ્યાપારી માલ, ખોરાક, અનાજ અને લુગડાં મારફતે આવ્યા હોય.

પ્લેગ ચેપી રોગ હોઇ એક જગાએથી બીજી જગાએ જલદીથી ફેલાય છે. પ્લેગ થએલા માણસને તેનાં સગાં-વ્હાલાં અલગ રાખવા ખુશી હોતાં નથી અને તેવાં દર્દીને સંતાડી રાખે છે જેથી કરીને તે દર્દના જન્તુઓનું ઝેર બીજા માણસોને લાગે છે. નીચાં, અંધારાવાળાં ઘરો, અને ગીચ વસ્તીવાળાં ઘરમાં પ્લેગના દર્દીઓ રહેતાં હોય છે અને તેજ ઘરની ખરાબ થએલી હવા, બીજા માણસોને લાગવાથી આ રોગ ફેલાય છે. પ્લેગ એ એવો રોગ છે કે તે એક વખત દાખલ થયો, અને એને ફેલાવાને અનુકૂળ સાધનો મળ્યાં તો તે જલદીથી ફેલાય છે. તેમાં અંધારાવાળાં, ગીચ વસ્તીવાળાં, ભેજવાળાં ઘરો અને લીંપણ, છત, કચરો (કે જે ચાંચડને અને જીવ જન્તુઓને પોષણનાં સાધનો છે) વિગેરે હોય તો ત્યાંતો પૂછવુંજ શું! ખરી રીતે આ રોગ ફેલાવવાને ઉંદરો અને ચાંચડો પ્રથમ છે. પ્લેગના જન્તુઓ ચાંચડના પેટમાં વધે છે અને અધાર મારફત તે બહાર નિકળે છે. આ જન્તુઓ મ્હોં અગર ચામડીના કોઇપણ ભાગની સાથે સમ્બન્ધમાં આવવાથી રોગ પેદા કરે છે. આ પ્રમાણે આગળ પાછલની વસ્તુઓ અને પડોશમાં રોગ ફેલાવે છે.

ઉંદર અને પ્લેગને સમ્બન્ધ છે. ઘણા વખતથી એમ માનવામાં આવે છે કે જે જગામાં પ્લેગ ચાલે છે ત્યાં પ્રથમ ઉંદરને પ્લેગ થાય છે. અને ઉંદરો પ્લેગથી મરી જાય છે. ઉંદરોને પ્લેગ લાગુ પડયા પછી તે લત્તા અગર શહેરોમાં આઠ દિવસે પ્લેગ ફેલાય છે. આ પ્લેગનું કારણ પ્લેગના જન્તુઓ છે, જે જન્તુઓને બેસીલસ પેસટીસ કહે છે. ડૉક્ટર કીટાસાટુએ આ જન્તુઓની ખોળ કરી હતી. આ જન્તુઓ જીવતાં પ્રાણીઓના શરી-

રમાં જીવે છે. સામાન્ય રીતે પ્લેગના જન્તુઓ ચામડીની નીચેથી દાખલ થાય છે. માંદા માણસના લોહીદ્વારા તન્દુરસ્ત માણસના લોહીમાં આ જન્તુઓ દાખલ થાય છે. માંદા માણસના શરીરમાં ચાંચડ આ જન્તુઓ દાખલ કરે છે. લોહી ચુસતાં ચાંચડો ચામડી ઉપર જ્યાં જરા છિદ્ર કે કાપો હોય ત્યાં પોતાની અઘાર નાંખે છે અને ખણુજ આવતાં અઘાર શરીરમાં દાખલ થાય છે.

ટૂંકામાં ચાંચડ અને ઉંદરોને પ્લેગ લાગુ પડે છે. પ્લેગથી મરી ગએલા ઉંદરોને ઉંદરો કરડી ખાય છે અને આ ઉંદરો પછી ઘેર ઘેર ઝેર ફેલાવે છે. પ્લેગથી મરી ગએલા ઉંદરોમાં ચાંચડો વધારે હોય છે અને તે ચાંચડો માણસોને કરડે છે. તે દ્વારા માણસોમાં પ્લેગ ફેલાય છે. પ્લેગની ચાર જાત છે. ૧. બ્યુબોનીક ( ગાંઠવાળો; )૨. સેપ્ટીસીમીક ( લોહી બગડયું હોય તે ) ૩. ન્યુમોનીક ( ફેફસાં બગડયાં હોય તે ) અને ૪ ઇન્ટેસ્ટાઇનલ ( આંતરડાં બગડયાં હોય તે ). આમાં સેપ્ટીસીમીક જાત બહુજ ઝેરી છે અને બ્યુબોનીક જાતના કેસો ૮૦ થી ૯૦ ટકા થાય છે.

**લક્ષણો:**—બેચેની, ઉદાસીનતા, સાંધાનું અકડાવું, જાંગ અગર બગલમાં ધીમો ધીમો દુખાવો અને દારૂડીઆ જેવી ચાલ, આ પ્રથમના લક્ષણો છે. ટાઢીઆ તાવની માફક ટાઢ વાઇ તાવ આવે છે. તાવ અનિયમિત રીતે વધે છે અને નરમ પડે છે. તાવ ૧૦૭° સુધી વધે છે. નાડી ઉતાવળી, નબળી અને અનિયમિત હોય છે. શ્વાસોચ્છ્વાસ વધારે હોય છે. શરીરની ચામડી ગરમ હોય છે અને માટી જેવી વાસ આવે છે. આંખો લાલચોળ થાય છે. અને દર્દી ટકટક જોઇ રહે છે. પેટમાં અગન બળે છે. માથું પુષ્કળ દુઃખે છે ઉલટી થાય છે. તૃષા લાગે છે જીભ મધ્યમાં સફેદ છારીવાલી અને અણીએ તથા આજુબાજુ લાલ હોય છે ઘેન રહે છે, નિદ્રા આવે છે ત્યારે આંખો અડધી બંધ અને અડધી ખુલ્લી રહે છે. બંધકોશ રહે છે અગર ઝાડો થાય છે. ઝાડો કાળો, ગંધાતો અને દર્દીને અશકત કરે તેવો હોય તો દર્દીની સ્થિતિ ભયંકર છે એમ સમજવું. તાવ આવ્યા પછી પહેલે, બીજે, ત્રીજે અને જવલે ચોથે દિવસે ગાંઠો દેખાય છે. ગાંઠો ઝાંઘ, બગલ,

ગરદન કે જડબાની અણી ઉપર દેખાય છે. આ ગાંઠો લગભગ બે તૃતિ-આંશ દર્દીઓમાં દેખાય છે. ગાંઠમાં સોજો આવે છે. ગાંઠો ઇંડાં અગર નારંગી જેવડી મોટી થાય છે. કેટલાકને એક ગાંઠ દેખાય છે અને કેટલા-કને વધારે પણ દેખાય છે. ગાંઠો કોઈ કોઇ વખત પાકે છે. ગાંઠો દેખાયા પછી તાવ નરમ પડે છે, પસિનો થાય છે. આ દર્દમાં સાતમે અગર નવમે દિવસે આરામ થવા માંડે છે. પ્લેગનું જોર સખ્ત હોય તો દર્દી ચોવીશ કલાકમાં મરણ પામે છે. કોઇ વખત ગાંઠો પ્રથમ નિકળે છે અને તાવ પછી આવે છે.

**ઉપાયઃ**—આ વ્યાધિની ખાસ દવા નથી જેથી કરીને ચિન્હો પ્રમાણે દવા કરવી.

ગાંઠ ઉપર ગ્લીસેરાઇન, બેલેડોના ફેરી કે આયોડીન લગાડવું, પારાનો મલમ લગાડવો, જળો મૂકાવવી; શેક કરવો અગર પોટીશ મૂકી પકવવી. કેટલીક વખત ગાંઠ આખી નસ્તર મૂકી કાઢી લેવાથી ફાયદો થાય છે. એલચીના પાનનો શેક કરવાથી ફાયદો થાય છે. સીંદુર, લવીંગ, કાળીજીરી, ઇંડાંની સફેદી, ગુલાબનો અરક સરખે ભાગે લેઇ લેપ કરવાથી ફાયદો થાય છે. તાવ પુષ્કળ હોય તો માથા ઉપર બરફ મૂકવો. સરકાના પાણીથી શરીરને પ્રક્ષાલન કરવું. તાવ ઉતારવા સારૂ ફીનેસીટીન કે પરસેવાની દવા આપવી. પરન્તુ આવી દવા આપતી વખતે દર્દીના રક્તાશયની તપાસ કરવી અને તે નરમ હોય તો આપવી નહિં.

ઉંઘ ન આવતી હોય તો બ્રોમાઇડ, કલોરલહાઇડ્રેસ, મોરફીઆ અગર હાયોસીન બ્રોમાઇડની પીચકારી આપવી.

ઉધરસ સારૂ બલગમ નિકળે તેવી દવાઓ આપવી. એમોનીઆ કાર્બ ઇપિકેક, કેમ્ફર વિગેરે.

ઉલટી થતી હોય તો રાઇનું પ્લાસ્ટર લગાડવું. મોરફીઆની પીચકારી આપવી. તરસ બહુ લાગતી હોય તો બરફ ચુસાડવો, ઇમ્પીરીઅલ ડ્રીન્ક આપવું.

રક્તાશય ( હાર્ટ ) નબળું પડતું હોય તો, ડીજીટેલીસ, સ્ટ્રીકનીઆ, કેફીન અગર કેમ્ફરાઇન ઑઇલ આપવું. શીત આવ્યાં હોય તો બ્રાન્ડી, ઇથર, એમૅાનીઆ વિગેરે આપવું.

પ્લેગના જન્તુઓ મારવા સારૂ, કાર્બોલીક એસીડ, આયોડીન વિગેરે આપવું.

એટ્રોપીઆ, મોરફીઆ અને સ્ટ્રીકનીઆની ત્વચા વાટે પીચકારી ફાયદો કરે છે. પરંતુ, જીભ સૂકાતી હોય ત્યારે આનો ઉપયોગ કરવો નહિં. કેટલાક ડાકટરો કેલોમલ આપવા ભલામણ કરે છે. દર્દીને સારી હવા ઉજાશવાલી જગામાં રાખવો. તેને પૂર્ણ આરામ આપવો. ઉઠવા દેવો નહિ. તેના મ્હોં ઉપર પવન આવવા દેવો નહિં. પ્લેગના દર્દીને અલગ રાખવો, દર્દીના કપડાં તથા સરંજામ, જંતુહર દવામાં નાંખી ઉકાળવાં અગર બાળી નાંખવાં. ખોરાકમાં દૂધ, કાંજી, મગનું પાણી આપવું. કઠણ અગર ભારે ખોરાક બિલકુલ આપવો નહિં. સોડાવૉટર, લેમન, બરફ આપવાં. કાચાં અગર સડેલાં ફળ આપવાં નહિં. ફળનો રસ જ આપવો. દૂધ પચે નહિં તો તેની અંદર ચૂનાનું પાણી અગર લાઇકર પેન્ક્રીએટસ કે પેપટો નાઇડ નાંખી આપવું. દૂધ ગરમ ગરમ આપવું નહિં. ઉલટી થતી હોય તો દૂધની અંદર બરફ નાંખી આપવું પાણી ઉકાળેલું આપવું.

પ્લેગને અટકાવવા સારૂ નીચેની બાબતો ઉપર ધ્યાન આપવાની જરૂર છે:—

(૧) પ્લેગના કેસની નોંધણી, ( ૨ ) ઉંદરનો નાશ. ( ૩ ) અલગતા, ( ૪ ) ખાલી કરી જવું. ( ૫ ) સાફસુફ કરવું ( ડીસઇન્ફેકશન ) ( ૬ ) રસી મૂકાવવી.

૧. **નોંધણી.** પ્લેગના કેસ થાય કે તરતજ તેની ખબર સુધરાઇ ખાતામાં સિવિલ સર્જનને અગર તન્દુરસ્તીના વડાને આપવી. જેથી કરીને આ ચેપી રોગ ફેલાતો અટકાવવાને બનતા પ્રયાસો સ્હેલાઇથી અને જલદીથી લઈ શકાય. શહેરની હવા ચોકખી કરવાને ઉપાય યોજવાની ગોઠવણ થાય. કેટલાક લોકોની સમજમાં એવું હોય છે કે પ્લેગનો કેસ થયો છે

એવી ખબર આપવાથી સુધરાઇ ખાતાવાળા અગર બીજા લોકો આપણને હેરાન કરશે, અને તેથી કરીને કેસ છૂપાવે છે. આવા લોકોને સારી રીતે સમજાવી કેસ નોંધાવવાથી થતા ફાયદા બતાવવા અને જ્યાં જ્યાં કેસ થયાની ખબર પડે કે તરતજ તેની નોંધ આપવા ભૂલવું નહિં. દવા કરનાર ડાકટરો, વૈદ્યો, હકિમો વિગેરેએ પણ પ્લેગના કેસ તેમની તપાસ હેઠળ આવે કે તુરતજ નોંધાવવા જોઇએ. આવી રીતે નોંધ કરવાથી દર્દનું કારણ શોધી કઢાય છે અને ચેપ ફેલાતો અટકાવી શકાય છે.

૨. **ઉંદરનો નાશ.** આને સારૂ ત્રણ રસ્તા છે. ૧. પાંજરામાં પૂરવા. ૨. ઝેર દેવું, અને ૩. ધૂણી આપવી.

૧. ઉંદરોને પાંજરામાં પૂરી તેમને શહેરથી ઘણે દૂર લેઇ જઇ છોડી દેવામાં આવે છે. પાંજરા એટલે 'ઉંદરીઆ' ને ગરમ પાણી અને રાઇ કે હીંગથી સાફ કરવાં. ઉંદરીઆના સળીઆ બને તેટલા સ્વચ્છ અને ચળકતા રાખવા. જેથી તેવા ઉંદરીઆમાં ઉંદરો જલદીથી દાખલ થાય છે. ઉંદરીઆની અંદર રોટલી, બીસ્કુટ, કે દાણા એવી ખાવાની ચીજો મૂકવી કે જેને લેઇને ઉંદરો અંદર આવવા લલચાય. આ રીતે ઉંદરો દાખલ થયા પછી તેમને મારી નાંખવા જોઇએ પરન્તુ, તેમ કરવાની જનસમૂહ ના પાડે છે, જેથી કરીને દર્દ ફેલાતું અટકી શકતું નથી. દર્દને અટકાવવાનો હેતુ પાર પડી શકતો નથી. આવી માન્યતા દૂર કરવા સારૂ લોકોને સમજાવવાં.

૨. ઉંદરનો નાશ તેમને પાંજરામાં પૂરી ઝેર દેવાથી પણ થાય છે. પ્લેગ અટકાવવા મુંબાઇમાં ઝેરવાળા રોટલા મ્યુનિસિપાલિટિમાંથી અપાય છે. અને તેના ઉપર ખાંડ, ઘી ગોળ વિગેરે ચોપડી ઉંદરીઆમાં મૂકવામાં આવે છે. આવા કડકાની ગણત્રી કરી તે વહેંચવામાં આવે છે. પછી ઉંદરની પણ ગણત્રી થાય છે. વળી, શેકેલા દાણાને ઝેરમાં પલાળીને પણ વહેંચવામાં આવે છે. આ કામ ખાસ માણસો મારફતે કરવામાં આવે છે.

૩. ઉંદરના દરોમાં લીંબડાની કે બીજી ઝેરી વસ્તુઓની ધુણી ધમણ મારફત આપવાથી પણ ફાયદો થાય છે.

૩. **અલગતા.**–પ્લેગના દર્દીઓને અલગ કરી તેમના ખાનપાન, દવા વિગેરેનો બંદોબસ્ત કરવો. સાધારણ સ્થિતિના કે તવંગર સ્થિતિના આદમીઓ પ્લેગના દર્દીને પોતાના ઘરમાં અલગ રાખી શકે. પરન્તુ, ગરીબ વર્ગ સારૂ હૉસ્પીટલો કે ચેપી રોગની સારવાર કરનારી જગો રાખવી જરૂરની છે. પ્લેગ એવો ચેપી રોગ છે કે પ્લેગના દર્દીને એક જગોએથી બીજી જગોએ ખસેડી લઇ જવો એ રોગ વધારવા જેવું છે તેથી કરીને દર્દ લાગુ પડયા પછી દર્દીને રહેઠાણની બહાર કાઢવો નહિં.

દર્દીને બને ત્યાં સુધી ભોંયતલીએ રાખવો નહિં. માળ ઉપર રાખવો અગર ઘરની અલગ જગોમાં રાખવો. દર્દીને જે ઓરડામાં રાખવાનો હોય તે ઓરડામાંથી ફાલતું અને વધારાનો સરસામાન લેઇ લેવો. ઓરડાનાં અજવાળીઆં (વેન્ટીલેટર) બારી બારણાં ખુલ્લાં રાખવાં અને જરૂર પડે તો તેના ઉપર પડદા નાખવાં. પડદાનો ઉપયોગ કરતા પહેલાં તેને જન્તુનાશક દવામાં બોળવાં. દર્દીના બિછાના, કપડાં, વાસણ વિગેરે અલગજ રાખવાં. દર્દીના સમાગમમાં ઘણા માણસોને આવવા દેવા નહિં. દર્દીના ઓરડામાં જન્તુહર દવાની ધૂણી કરવી. દર્દીના મળ મૂત્ર વિગેરેનો જન્તુનાશક દવા નાંખેલા વાસણમાં એકઠા કરવા અને પછી તેને દાટી દેવાં અગર બાળી નાંખવાં.

પ્લેગના દર્દીને જોઇ આવેલા માણસોએ પોતાના હાથ-પગ સાબુથી ધોવા તથા કાર્બોલીક એસીડ, હાઇડ્રાર્કીરી પરક્લોરાઇડ કે બીજી જન્તુનાશક દવાઓના કોગળા કરવા. પ્લેગના દર્દીને જોવા જવું પડે તો રાતના તે જગોમાં સૂઇ રહેવું નહિ. દર્દીના મ્હોડામાંથી શ્વાસ આવતો હોય તે બાજુએ બેસવું નહિં. જેના હાથ પગ કે શરીરમાં ઘા, ચીરા પડયા હોય તેમણે પ્લેગના દર્દી પાસે જવું નહિં.

૪. **ખાલી કરી જવું.** પ્લેગ જે લત્તામાં ચાલતો હોય તે લત્તાના લોકોએ અગર પ્લેગ થએલો હોય તેવા ઘરમાં વસતા માણસોએ તે જગો છોડી બહાર રહેવા જવું એ સારૂં છે. પ્રથમ પ્લેગની શરૂઆત વખતે લોકો પોતાના ઘર છોડી બીજી જગોએ રહેવા જવા સારૂ ઘણી આનાકાની કરતા

હતા. પરન્તુ, રોગનો ફેલાવો થતો ગયો અને રોગચાળાના વખતમાં બહાર રહેવાથી ફાયદો સ્પષ્ટ સમજાતો ગયો તેમ તેમ લોકો શ્રદ્ધાપૂર્વક ઘરની બહાર નિકળતા ગયા. તે વાત એટલે સુધી વધી પડી કે ગામ બહારની જમીનોની કિમ્મત અને ભાડાં વધી ગયાં.

પ્લેગ ફાટી નિકળવાની ધાસ્તી હોય તે વખતે પ્લેગના સમ્ભવવાળી જગોથી દૂર પણ સ્વચ્છ અને હવાવાળી જગોમાં કામચલાઉ મકાનો બંધાવવાં અને લોકોને તેવી જગોમાં રહેવા જવા સમજાવવા અને સવડ કરી આપવી.

ઉંદર મરી ગયા પછી જગા ખાલી કરવી અગર સાફસુફ કરવી એ ઘણુંજ મોડું છે એમ કેટલાકનું માનવું છે પરન્તુ તે દલીલ પૂરતી વાજબી નથી. જેટલું બને તેટલું કરવાથી પણ ફાયદો છે.

૫. **સાફસુફ.** પ્લેગમાં સાફસુફ કરવાની ખાસ જરૂર છે અને તેથી કરીને પ્લેગના જન્તુઓ દૂર જાય છે અગર મરી જાય છે.

પ્લેગ કમીશને કરેલા રિપોર્ટ ઉપરથી માલૂમ પડે છે કે સાધારણ રસાયણીક દવાઓ આ ચાંચડને અસર કરતી નથી. મુમ્બાઇના હેલ્થ ઑફિસરે આ ચાંચડ અને ઇંડાં મારવામાં ફ્રાન્સમાં વપરાએલ ફ્યુઅલ ઑઇલનો પ્રયોગ સને ૧૯૦૬ માં કરેલો અને તેનું પરિણામ સંતોષકારક આવ્યું તે વખતથી આ દવા વધુ ઉપયોગમાં આવી છે. આ દવાને-ફ્યુઅલ-ઑઇલ' પેસ્ટેરીન કહે છે. પેસ્ટેરીનથી સાફસુફ કરવા નીચેની ચીજોની જરૂર છે.

૧. પેસ્ટેરીન. ૨. ડોલ. ૩. બ્રશ. ૪. ઝાડુ ૫. પાણીનું વાસણ.

જે માણસો સાફસુફ કરતા હોય તેમણે ઝભ્ભા પહેરવા અને પગમાં જોડા પહેરવા. જે જગા સાફ કરવાની હોય તેના ઉપર પેસ્ટેરીન નાંખવું. પછી ઓરડામાંથી સરસામાન બહાર કાઢવો. આ પ્રમાણે કરતાં જે ચાંચડો બહાર નિકળશે તે જમીન ઉપર છાંટેલા પેસ્ટેરીનમાં પકડાઈ જશે. તમામ કપડાં કોથળામાં ભરી વરાળથી બાફવાં. ઉંદરના દર હાથ લાગે તો તેમાં પણ થોડી દવા નાંખવી. જાજરૂ, મુતરડીઓ, ગટરો તેમજ ગંદકીની જગો પેસ્ટેરીનથી સાફ કરવી.

ચાંચડો પ્લેગને ફેલાવે છે. અને લોકો પ્લેગવાળી જગોમાંથી બીજી સ્વચ્છ જગોમાં જતી વખતે પોતાના સરસામાન, કપડા લત્તાંમાં પણ પ્લેગના ચાંચડ લેઇ જાય છે. આ સામાન છૂટો થતાંની સાથેજ ચાંચડો પણ ફરવા માંડે છે. અને ઉંદરો ઉપર હુમલો કરી તેમને પ્લેગના સપાટામાં લે છે. આની અસર માણસમાં થાય છે માટે સરસામાનમાં આવતા ચાંચડનો પણ નાશ કરવો જરૂરનો છે. આને સારૂ સરસામાન વિગેરેને સૂર્યના તડકામાં આશરે બે કલાક રાખવો જેથી ચાંચડોનો નાશ થાય છે. સામાન ઘાસવાલી કે ભીની જગોમાં રાખવો નહિં. સુકી અને રેતાળ જમીન વધારે સારી. કપડાં અગર સામાન નાંખતા પહેલા રેતી અગર ધૂળ કે જમીન બરાબર તપેલી હોવી જોઇએ.

૬. **રસી મૂકાવવી.** મુંબાઇ બેકટીરીઓલોજીકલ લેબોરેટરીના ડાયરેકટર લખે છે કે: "રોગમાંથી કામ ચલાઉ બચવાના ઉપાયને હિન્દુસ્થાનમાં રસી મૂકાવવી કહેવાય છે. આ રીતમાં લાભ એ છે કે એક માણસની અંગતની મુનસફીની વાત છે, અને તેથી તે સ્હેલાઇથી અને સરળતાથી બની શકે છે. પ્લેગની રસી મૂકવાથી હિન્દુસ્થાનમાં ઘણોજ ફાયદો થયો છે. જેઓએ રસી મૂકાવી હોય છે તેઓ નિર્ભય રહી શકે છે. પ્લેગના વાતાવરણમાં જેઓએ રસી મૂકાવી હોય અને જેઓએ રસી નથી મૂકાવી હોતી તેમનાં મરણ પ્રમાણ તપાસતાં માલૂમ પડ્યું છે કે રસી મૂકાવનારમાં મરણ પ્રમાણ બીજાના કરતાં $\frac{1}{8}$ આવે છે."

વડોદરા રાજ્યના ઊંછેરા ગામમાં બહુ જ સખત પ્લેગ ચાલતો હતો. આ ગામની વસ્તીની ગણત્રી કરી, લગભગ અડધા માણસોને રસી મૂકી. રસી મૂકયા પછી ગામમાં પ્લેગ ચાલ્યો અને તે ૪૨ દિવસ રહ્યો. ૨૮ કુટુમ્બમાં પ્લેગ દાખલ થયો હતો. આ કુટુમ્બોમાં ૭૧ ને રસી મૂકી હતી. અને ૬૨ ને રસી નહોતી મૂકી. ૭૧ માં આઠને પ્લેગ થયો અને ૩ મરી ગયાં. ૬૨ જેને રસી નહોતી મૂકી તેમાંથી ૨૭ ને પ્લેગ થયો ને ૨૬ મરણ પામ્યાં. તાત્પર્ય એ કે એક નાના ગામડામાં રસી મૂકવાથી લગભગ ૨૬ માણસોના જીવ બચ્યા. પંજાબમાં પણ રસી મૂકવાથી ઘણો સારો

ફાયદો થયો છે. કરાંચી, સિંધ, મુંબાઇ, મદ્રાસ, અમદાવાદ અને પુના વિગેરે સ્થળોમાં પણ રસીથી ઘણોજ ફાયદો થયો છે. પ્લેગ ચાલતો હોય ત્યારે કેટલીક વખત નબળા પોચા મનના માણસો પ્લેગના નામથી દહેશત ખાઈ જઇ બિછાનાવશ થાય છે, અગર કેટલાક તો રોગના ભોગ થાય છે. તેવા લોકોને પણ રસી મૂકાવવાથી એક જાતની હિમ્મત આવે છે અને પ્લેગના ત્રાસથી દૂર થવાય છે. સામાન્ય રીતે ગામમાં જ્યારે ઘણા માણસોને રસી મૂકવામાં આવે છે ત્યારે રોગનું જોર વધુ હોતું નથી અને રોગ ફેલાતો અટકે છે. આ રસીની અસર ૭ મહિના ચાલે છે.

અમદાવાદમાં પ્લેગ સને ૧૯૧૭-૧૮ માં ફાટી નિકળ્યો તે વખતે લગભગ ૮૫૦ થી ૯૦૦ માણસને મ્હેં રસી મૂકેલી અને તેમાંથી ૧૨ આદમીને પ્લેગ થએલો જેમાંથી ફક્ત ૩ જણા મરી ગયા હતા.

પ્લેગને બહાર દેખાવાને સાધારણ રીતે દશ દિવસ લાગે છે અને તેથી કરીને રોગવાળી જગોમાંથી બીજી જગોમાં જવા સારૂ દશ દિવસ થોભવું જોઇએ. આવી રીતે થોભાવવાની રીતને ક્વોરેન્ટાઇન કહે છે. દાક્તર કીટાસાટોએ સાબિત કર્યું છે કે પ્લેગમાંથી જે લોકો બચ્યા છે તેમના શરીરમાં પ્લેગનાં જન્તુઓ ત્રણ અઠવાડીયા સુધી રહે છે. તેથી કરીને રોગ જોરમાં હોય અને જોરબંધ થાય ત્યાર પછી પ્લેગ ન હોય તેવા લોકો સાથે એકઠા થવાય નહિં. એવા દરદીને એક મહિનો દૂર રાખવો.

પ્લેગ ચાલતો હોય તે વખતે બહાર રહેવા ગએલા લોકોએ પોતાની રહેઠાણની જગ્યોએ પ્લેગ નાબુદ થયા પછી બે મહિના પછી આવવું. રહેઠાણની જગોએ આવતાં પહેલાં મકાનો સાફસુફ કરી ધોળી નંખાવવા, મકાનમાં બીલકુલ ભિનાશ રાખવી નહિં. ઘરની આજુબાજુ કચરો એકઠો થવા દેવો નહિં. ગટરો-મોરીઓ, પાયખાના, પિશાબખાનાં સાફ રાખવાં તથા જન્તુનાશક દવાથી ધોળાવી દર્દીને જે જગ્યામાં રાખ્યો હોય તે જગ્યા ડીસઇન્ફેક્ટ કરવી. સૂવાના ઓરડામાં દાણોદૂણી કે એવી ચીજો જેથી કરીને ઉંદર થાય તેવી રાખવી નહિ. દરેક જણે માથું ન ચઢે તેવી રીતે

તડકો સહન કરવો. પહેરવાનાં કપડાં તેમજ પાથરવાનાં બિછાનાં વિગેરે દરરોજ થોડીવાર તડકે નાંખવાં. ઘરમાં રાતના જન્તુનાશક દવાની ધૂણી કરવી અગર ધૂપ કરવો. રાતના ઠંડી હવામાં ફરવું નહિં. ઉજાગરા કરવા નહિં. ખોરાક સાદો, પચે તેવો અને પૌષ્ટિક લેવો. કાચાં અને સડેલાં ફલ ફુલાદિ ખાવાં નહિં. ખોરાક ઉપર માખીઓ બેસવા દેવી નહિં. પ્લેગના દર્દીનાં કપડાં તથા બિછાનાં જન્તુનાશક દવામાં બોળી ઉકાળવાં અને અવડ હોય તો બાળી નાંખવાં.

પ્લેગ ચાલતો હોય ત્યારે પપેતાનાં બી બાંધવાથી પ્લેગના જન્તુઓ અસર કરતા નથી એવી માન્યતા છે. વળી ઇગ્નિશીઆ, આરસેનીક જેવી હોમીયોપેથીક દવાનો કે ગંધક, આયોડીન વિગેરેનો ઉપયોગ કરવાથી પણ ફાયદો થાય છે.

**૭. ઇન્ફ્લુએન્ઝા.**

ઇન્ફ્લુએન્ઝા ફાટી નિકળતો, જન્તુજન્ય, ચેપી, સળેખમનો ઉપદ્રવ છે. સાધારણ શરદી લાગવાથી સળેખમ થઇ આવે છે તેવો આ વ્યાધિ નથી. તેમજ માત્ર ફેફસાંનો કે શ્વાસ માર્ગનો પણ વ્યાધિ નથી. બીજા ચેપી રોગોની માફક આખા શરીરને અસર કરે તેવો આ મરજ છે.

મુમ્બાઇમાં હાલ ઇન્ફ્લુએન્ઝા નામનો વ્યાધિ ચાલે છે. તેના જેવો રોગ ગયા ત્રીસ વર્ષમાં થયો નથી. આ રોગના મોજાના ભોગ થઇ પડેલાં મુમ્બાઇમાં હજારો માણસો માલુમ પડે છે. આ રોગને લીધે ઘણાં માણસો મરણ પામ્યાં છે. અતિશય અગવડ પેદા થઇ અને વેપાર બંધ થયો હતો. અને એમ ખાત્રીથી કહી શકાય છે કે આ રોગનો ચેપ હિન્દુસ્થાન અને પૂર્વના ગાઢી વસ્તીવાળા બધા દેશોમાં ફેલાશે.

આ રોગ સમ્બન્ધિ સવિસ્તર વર્ણન આપ્યા પહેલાં એટલું તો સર્વને યાદ હશે કે આ રોગ મુમ્બાઇમાં પહેલી વાર માલુમ પડતો નથી. હર્ક નામના સદ્‌ગૃહસ્થના અભિપ્રાય પ્રમાણે હીપોક્રેટીસના વખત પછી દુનીઆના દરેક ભાગમાં ઇન્ફ્લુએન્ઝાએ વખતોવખત દેખાવ આપ્યો છે. અને પ્રાચીન વખતમાં પણ તે વિષે હકિકત માલુમ પડી આવે છે.

અસલના વખતમાં સળેખમનો તાવ ફાટી નિકળતો હતો. પરન્તુ, તેના પ્રકાર વિષે મતભેદ છે. ઇલીઝાબેથ રાણીના વખતમાં ઇન્ફલુએન્ઝાનો વાવર અતિશય ફાટી નિકળ્યો હતો. હિન્દુસ્થાન, ચીન અને એશીઆઇ રૂશીઆમાં તેની અસર ફેલાઈ હતી, એમ સંભવિત છે. ત્યાર પછીથી પૂર્વ તેમજ પશ્ચિમના પ્રદેશોમાં ઇન્ફલુએન્ઝાનો વાવર વખતોવખત માલુમ પડે છે. અર્વાચીન વખતમાં હિન્દુસ્થાનમાં લગભગ સને ૧૮૫૦ ની સાલમાં એજ રોગ ફાટી નિકળ્યો હતો. પરંતુ, તે વિષેની પુરતી હકિકત માલુમ પડતી નથી. વૃદ્ધ માણસોને ૧૮૮૯–૯૦ માં આ રોગના મોજાની હકિકત યાદ હશે. એશીઆઇ રૂશીઆમાં ચાલતો સળેખમનો તાવ ૧૮૮૯ ની વસંત રૂતુમાં બહુજ ફેલાયો. વાસ્તવિક રીતે પેટ્રોગ્રેડમાં ઑકટોબર માસમાં, પૅરીસમાં નવેમ્બર માસમાં, અને લન્ડનમાં નવેમ્બર માસમાં અનુક્રમે તે ફેલાયો. ત્યાર પછી આટલાન્ટીક મહાસાગરમાં થઇને હિન્દુસ્થાન તરફના દરીઆઇ માર્ગને રસ્તે તે મોજું ફેલાયું અને ૧૮૯૦ ના ફેબ્રુઆરી માસમાં મુમ્બાઇમાં દેખાવ દીધા પછી આખા હિન્દુસ્થાનમાં તે રોગ ફેલાયો.

આપણે જાણીએ છીએ કે ૧૮૮૯ ની સાલમાં બોખારામાં આ રોગ પેદા થયો અને હિન્દુસ્થાન બોખારાથી થોડાજ સેંકડો માઇલ દૂર છે છતાં પણ બહુજ વિચિત્રતા માલુમ પડે છે કે આ રોગ હજારો માઇલોના વિસ્તારમાં ફેલાયા પછી હિન્દુસ્થાનમાં ફેલાયો.

એલીસ નામના સદ્‌ગૃહસ્થના અભિપ્રાય પ્રમાણે ફેબ્રુઆરી–માર્ચ માસના અરસામાં ઉપરનો રોગ મુમ્બાઇમાં ફેલાયો તેનું કારણ યુરોપીયન લશ્કરી હિલચાલ હોય એમ માલુમ પડે છે. વળી, તે રોગ ઇગ્લાન્ડમાંથી લશ્કરના આવવાને લીધે એકી વખતે દિલ્હી, લખનૌ અને ઉત્તર હિન્દુ-સ્થાનના બીજાં લશ્કરી મથકોમાં ફેલાયો.

મુમ્બાઇમાં લોકો તેને **નયાશરદી બુખાર** તરીકે જાણતા હતા અને આ રોગ ૧૮૯૦ ના ફેબ્રુઆરી માર્ચમાં એટલો બધો ફેલાયો કે શહેરનો વેપાર બંધ પડયો અને ઘણા કારખાનાં નાશ પામ્યાં.

હાલ ચાલતો રોગ પહેલાના ભાઇબંધ જેવોજ જણાય છે. અગાઉ

મુજબ મુમ્બાઇમાં તેનો હુમલો પહેલવહેલો થયો. અને મળી આવતી હકિકત મુજબ ૧૮૫૦ અને પહેલાંની માફક દરીઆઈ માર્ગે રોગનો પ્રચાર થયો, એ વાત નિર્વિવાદ છે. હાલની હકિકત પ્રમાણે રોગ દક્ષિણ અને પશ્ચિમ યૂરોપમાં પહેલવહેલો પેદા થયો. કેટલોક વખત અગાઉ વર્તમાન પત્રોમાં સ્પેનના ગૂઢ દરદ વિષે લખાણો આવતાં હતાં. તે દરદ ઇન્ફ્લુએન્ઝા જેવું જણાય છે. દરીઆઇ માર્ગે લશ્કરી મથકોમાં તે દરદે ફેલાતાં ફેલાતાં મુમ્બાઇમાં ૧૯૧૮ ના જુન માસની શરૂઆતમાં દેખાવ આપ્યો. ડૅા. ટર્નર સાહેબના જણાવ્યા મુજબ મુમ્બાઈ જુન માસમાં આ રોગના જન્તુઓના ફેલાવા માટે જોઇએ તેવું સ્થાન હતું. હવાની સ્થિતિ, ભેજ, અનુકૂળ પદાર્થો અને ગાદી વરિત વિગેરે તેનાં પ્રચારક કારણો હતાં. હિન્દુસ્થાનનાં ઘણાંખરાં શહેર અને ગામડાંમાં તેણે બે હુમલા કર્યા. તેમાં પ્રથમનો હુમલો સહેજસાજ ધીરો હતો. અને બીજી વખતનો હુમલો ઘણાજ સખત રૂપમાં હતો અને તે ઘણા ખરાને શ્વાસોચ્છ્વાસના અવયવોમાં લાગુ પડતો હતો.

આ રોગ પ્લેગ અને ટૂંટીઆની પંક્તિમાં આવે છે પણ તે ઉપદ્રવો જે કેર વર્તાવે છે તેનાં કરતાં પણ વધુ કેર વર્તાવનારો થઇ પડયો છે. આ ઉપદ્રવનું જોર ૬ થી ૮ અઠવાડીઆ રહે છે. આ વ્યાધિ કયી રૂતુમાં ઉદ્દ્ભવશે તે નક્કી થઈ શકતું નથી. પરન્તુ, ઘણું ખરૂં શીઆળો, ચોમાસું અને વસંત રૂતુમાં ફાટી નિકળવાની ભીતિ રહે છે. અમુક ધંધાધારીઓ ( ખાઇ પીને બેસી રહેનાર ), ગરીબ વર્ગ, ગળાના અને ફેફસાના દર્દવાળાને આ રોગ જલદીથી લાગુ પડે છે. ૧૮ થી ૪૦ વર્ષની વયના પુરૂષોને આ રોગ લાગુ પડે છે. આ રોગ એકજ શખશને એકથી વધારે વાર થાય છે. આ રોગે હાલમાં ગરીબ અને નબળી પ્રજામાં કેર વર્તાવ્યો છે.

આ જીવલેણ દર્દ એટલું બધું મુમ્બાઇ અને અમદાવાદ જેવા મોટાં શહેરોમાં તેમજ ગામડામાં વધી ગયું કે ગરીબ પ્રજાની વહારે ધાવા શ્રીમંતો અને મંડળોને જરૂર પડી. સ્વયંસેવકોએ પણ પ્રજાને ઘણીજ સારી મદદ કરી. સોશીયલ સર્વીસ લીગ, મ્યુનિસિપાલિટિ, ગુજરાત સભા

વિગેરેએ સ્થળે સ્થળે દવાખાનાં કાઢી મફત દવા તેમજ કપડાંલત્તાં અને ખોરાક આપી દેશને ઘણી સારી મદદ આપી છે. તેમજ લત્તે લત્તે આ રોગથી કેમ બચવું તેનાં ભાષણો આપી લોકોને બચાવ્યા છે.

આ રોગનું કારણ બરાબર રીતે માલુમ પડ્યું નથી. પરંતુ તે એક જાતના ઓરીને લગતા જન્તુઓના જેવા સૂક્ષ્મ જન્તુઓને લીધે થતો માનવામાં આવે છે. આ જન્તુઓ પીફર્સે શોધી કાઢ્યા હતા. તેથી તેને 'પીફર્સ બેસીલસ ઇન્ફ્લુએન્ઝા' કહેવામાં આવે છે. આ જન્તુઓ હવામાં જોસથી ઉડે છે અને તેનો સૂર્યના તાપમાં નાશ થાય છે.

ઇન્ફ્લુએન્ઝાના જન્તુઓ શરીરમાં દાખલ થયા પછી એકથી ચાર દિવસમાં ઇન્ફ્લુએન્ઝાનું દરદ થાય છે.

ઇન્ફ્લુએન્ઝાનાં મરણ જુદી જુદી જાતના રોગોના આભાસમાં થાય છે. મુમ્બાઇમાં વળી સામાજીક અને આર્થિક સ્થિતિને લીધે મરણની હકીકત અગર કારણ મરણ થયા બાદ પૂછપરછ ઉપરથી નોંધવામાં આવે છે. સર જ્હોન મુર સાહેબના મત પ્રમાણે ઉપરનું દરદ બહુ નાશકારક નહિ હોવા છતાં મરણ પ્રમાણ ઉપર તેની બહુજ અસર થાય છે. અને તેના ભોગ તરીકે પુખ્ત ઉમ્મરના માણસો ફેફસાંનો સોજો અને કણ્ઠની નળીના સોજાથી મરણ પામે છે. વૃદ્ધ પુરૂષો અંતઃકરણનો ધબકારો બંધ પડવાથી મરણ પામે છે અને છોકરાંઓમાં દરદ લાગુ પડે છે છતાં પણ બહુ ગુંચવણ કે ભય માલુમ પડતાં નથી.

ઇન્ફ્લ્યુએન્ઝાના જન્તુઓ હવામાં ઉડી લોકોના શરીરમાં શ્વાસોચ્છ્વાસ વાટે દાખલ થાય છે. દર્દ એક જણને લાગુ પડ્યું કે તે દર્દીના બળગમ, કફ અગર લીંટ દ્વારા ઇન્ફ્લુએન્ઝાના જન્તુઓ બહાર આવે છે. જે જન્તુઓ દમ અગર શ્વાસ વાટે ઇન્ફ્લુએન્ઝાના દર્દીના સમાગમમાં આવનાર અગર તેની સારવાર કરનારના શરીરમાં દાખલ થાય છે અને દર્દ પેદા કરે છે. ઇન્ફ્લુએન્ઝાના જન્તુઓ હવામાં ઉડે છે. તેમજ ધૂળની સાથે પણ જન્તુઓ મળી જાય છે. અને ધૂળ ઉડતી ઉડતી લોકોના મ્હોંમાં અગર શ્વાસમાં જાય છે જેથી આ દર્દ ફેલાવાનાં કારણોમાં ધૂળ પણ

મુખ્ય કારણ છે. ઇન્ફ્લુએન્ઝા ચેપી રોગ છે જેથી એક માણસને તે લાગુ પડે છે. અને આ પ્રમાણે તે બહોળા ફેલાવામાં પ્રસરે છે.

ચાલુ રોગ ફાટી નિકળવામાં મુખ્ય કારણ નૌકા છેઃ—

"There has been a widespread epidemic of Influenza throughout India, introduced, the medical Officers of Health agree, through shipping.

(The Lancet 5th Oct. 18.)

ઇન્ફ્લુએન્ઝા ફેલાવાનું બીજું કારણ ઇન્ફ્લુએન્ઝાના જન્તુઓ તૈયાર કરી તે જન્તુઓ ફેલાવાનું માનવામાં આવે છેઃ-

"How this epidemic has started is not known but the following facts which may or may not be the origin, are gathered from Newspapers. There is a big Laboratory of the Germans in Madrid (Capital of Spain). The German Officers of this Laboratory were ordered from the Head quarters to prepare some of virulent organisms, that would contain Influenza and Pneumoceccus, bacillus. They were ordered to spread them on the coast of America, so that the American soldiers, will not be able to come to Europe, and fight against them. But for a quarrel amongst them the bacillus suddenly spread in Madrid and from that point it has spread throughout the whole world, even to the remotest villages of our country.

(Health & Happiness.) October & November 1918.

**અર્થાત્ઃ**—" આ રોગ કેમ ઉત્પન્ન થયો એ જણાયું નથી. પરન્તુ નિચેની હકિકત ( ખરી હોય કે ખોટી ) છાપામાંથી મેળવવામાં આવી

છે. સ્પેનની રાજધાની મેડ્રીડમાં જર્મન લોકોની એક મોટી પ્રયોગશાળા છે. આ શાળાના અમલદારોને જર્મનોએ ઇન્ફ્લ્યુએન્ઝા અને મુંઝારાના ઝેરી જન્તુઓ તૈયાર કરી અમેરિકાના કિનારા ઉપર ફેલાવવાનો હુકમ કર્યો. જેથી કરીને અમેરિકાનું લશ્કર યુરોપ જઈ જર્મની સામે લડે નહિ. આ હુકમનો અમલ કરવામાં જર્મન લોકોને આપસ આપસ કજીઓ થયો. જેથી કરીને આ ઝેરી જન્તુઓ સ્પેનમાં ફેલાયા અને ત્યાર બાદ ત્યાંથી ફેલાતા ફેલાતા યુરોપ અમેરિકા અને હિન્દુસ્થાનના શહેર અને ગામડાંમાં ફેલાયાં.

આ રોગ ફેલાવો પામવાનું આ પણ સબળ કારણ ગણી શકાય, કારણ કે પ્રથમ સ્પેનમાં આ રોગ ફાટી નિકળ્યો ત્યાર બાદ દુનીઆના બીજા દેશોમાં આ રોગે દેખાવ દીધો. તે ઉપરાંત દર્દીઓના બલગમમાં આ જન્તુઓનો તપાસ કરતાં ઇન્ફ્લુએન્ઝાના અને ન્યુમોનીઆના જન્તુઓ માલુમ પડી આવતા હતા. ડૉકટર એન. એમ. સરવેયર જણાવે છે કે આ રોગને તમે ઇન્ફ્લુએન્ઝા કહો કે ગમે તે કહો પણ મુંબાઇમાં ધૂળની જે પીડા જોવામાં આવે છે તે આ રોગ ફેલાવવાને ઘણું મોટું કારણ આપે છે. જો આ ધૂળને શમાવી દેવાના ઇલાજો લેવાય તો અત્રે આ આ જાતના રોગનો ઘણોજ સખ્ત ફેલાવો થવા પામે નહિ.

આ દર્દની શરૂઆતમાં થોડું થોડું માથું દુઃખે છે. આંખોમાં દાહ થાય છે અને આંખો લાલ થઈ પાણી નિકળે છે. કાનમાં સનસનાટ અગર ધમકારા થાય છે. નાકમાંથી દાહ થુંકને-પાતળો પાણી જેવો પ્રવાહી નિકળે છે. છીંકો આવે છે. બેચેની અને સુસ્તી શરીરમાં રહે છે. શરીર ત્રુટે છે. ખાવાનું ભાવતું નથી. હાડકાં ભાંગે તેમ લાગે છે. હાથ પગનાં આંગળાં જકડાઈ જાય છે. સાંધામાં દુઃખાવો થાય છે. આ પ્રમાણે થયા પછી કપાળના ભાગમાં એકાએક દુઃખાવો થાય છે. અને કરોડની નીચેના ભાગમાં ટાઢ લાગે છે. અકળામણ થઈ છાતીમાં મુંઝવણ થાય છે અને તાવ આવે છે. તાવ ૧૦૨° થી ૧૦૪°-૬° સુધી ચઢે છે અને ઉધરસ અગર ઠાંસો પણ સાથે થાય છે. તાવનું જોસ બેથી ત્રણ દિવસમાં નરમ

પડે છે. તાવનો જોસ નરમ ન પડે અને તાવ વધતો જાય તો તે ચિન્હ ભયસૂચક છે. પીશાબ લાલ થાય છે, મ્હોંમાં શોષ પડે છે, અસાધારણ નબળાઈ અને ચિન્તા કે ખેદ થાય છે, તાવ નિયમિત રીતે ચઢતો ઉતરતો નથી, આ સિવાય બીજાં લક્ષણો ઇન્ફ્લુએન્ઝાના જન્તુનું જોર દર્દીના શરીરના જે ભાગ ઉપર વધુ હોય છે તેના ઉપર આધાર રાખે છે. શ્વાસો શ્વાસના અવયવો ઉપર ઇન્ફ્લુએન્ઝા-જન્તુઓનો જોસ હોય તો ઉધરસ, તાવ અને છાતીની મુંઝવણ થાય છે. સસણી થઇ આવે છે. ગળફામાં કોઈ કોઇ વખતે લોહીનો ફ્રાગો નિકળે છે. કફ ફીણવાળો અને વધારે નિકળે છે. અને તે ચીકણો હોતો નથી. ફેફસામાં સોજો થઇ આવી મુંઝારો થાય છે. આ ચિન્હ ભયંકર છે.

ઇન્ફ્લુએન્ઝાના જન્તુઓએ પેઢુમાં પ્રવેશ કર્યો હોય તો મોળ, ઉલટી, ઝાડો, મરડો, અરૂચિ વિગેરે વિક્રિયાઓ થાય છે.

મજ્જાતંતુ ઉપર અસર હોય તો બેચેની, મનની ભ્રાન્તિ, માંસની પેશીઓનો દુઃખાવો, નિદ્રા વિગેરે નાશ થાય છે.

ત્વચા શુષ્ક હોય છે અને કેટલાક દર્દીઓને ચામડી ઉપર લાલ અગર ગુલાબી ફોલ્લાઓ નિકળે છે. અગર વાસી વિકારના જેવી વલુર થાય છે. સ્વાદ અને ગંધ પણ પારખી શકાતો નથી.

સખ્ત તાવ, બેભાન અવસ્થા, શરીરનું લોથવું, હાંફ, સસણી આ લક્ષણો ભયંકરતા સુચવનારાં છે.

આ રોગમાં તાવની ગરમી, શ્વાસોશ્વાસ અને નાડીના ધબકારા તથા વેગનું પ્રમાણ સામાન્ય તાવની માફક એકસરખું રહેતું નથી.

ઇન્ફ્લ્યુએન્ઝાની અસર દરમીઆન ફેફસાંના વ્યાધિ, મુંઝારો, ત્રિદોષ (Pneumonia) ઉત્પન્ન થાયછે. ઝાડો, મરડો, નજલો પણ દેખાઈ આવે છે.

આ વ્યાધિ લાગુ પડતાંની સાથે તેના ઉપાય યોજવામાં આવે તો પરિણામ સારૂં આવે છે. યોગ્ય રીતે સારવાર અને દવા કરવાથી સેંકડે પચાસ ટકા દર્દીઓ બચે છે. આ વ્યાધિ એકાએક ફાટી નિકળે છે અને ફેલાય છે, ત્યારે શરૂઆતમાં મરણ પ્રમાણ વધી જાય છે અને તે પ્રમાણ

વખત જતાં નરમ પડે છે. દર્દીને સારૂં થવાની આશા તેનાં કેટલાંક ચિન્હો ઉપર રહે છે. હાંફ વિશેષ હોય, ત્રિદોષ, સન્નિપાત કે મુંઝારાનું પાસુ હોય, ત્રણ દિવસ સુધી તાવનું જોર નરમ ન પડ્યું હોય તો દર્દીને બચવાની આશા ઘણીજ ઓછી રહે છે. જુવાન ઘરડા કે અશક્ત માણસો આ રોગના ભોગ થઈ પડે છે. મુંબાઈ અને અમદાવાદમાં આ રોગથી ઘણાંજ મરણ થયાં છે. પ્લેગના ઉપદ્રવ કરતાં દોઢ ગણું મરણ પ્રમાણ આ ઉપદ્રવમાં આવ્યું છે.

આ વ્યાધિમાં ઠંડા મુલકના રહેવાસીઓ ઘણાજ સપડાઇ જાય છે.

**ચિકિત્સાઃ**—આ રોગની ખાસ અને રામબાણ દવા હજુ સુધી હાથ આવી નથી. તેમજ અમુક જાતની દવાથી ઘણા દર્દીને આરામ થાય છે એવું પણ અનુભવવામાં આવ્યું નથી. એક દવાથી અમુક દર્દીને ફાયદો થાય તો તેજ દવા બીજા દર્દીને પ્રતિકૂળ માલુમ પડે છે.

ઇન્ફ્લુએન્ઝાના સામાન્ય ચિન્હો જેવાં કે માથાનો દુઃખાવો, શરીરનો દુઃખાવો, તાવનું જોર, બેચેની વગેરે સારૂં ઘણી દવાઓ છે. પરન્તુ તે દવાઓ વાપરતાં ખાસ ધ્યાન રાખવું કે દર્દીના શરીરમાં બહુ અશક્તિ પેદા ન થાય. તેમજ તે દવાઓની માઠી અસર હૃદય ઉપર ન થાય. સોડા સેલીસીલસ, સેલીન, ક્વીનાઇન હાઇડ્રોબ્રોમાઇડ વિગેરે દવાઓથી ફાયદો થાય છે. તેમજ દર્દીના બીજા ચિન્હના પ્રમાણમાં દવાઓ આપવાની જરૂર છે. ગળફો જેમ બને તેમ પાતળો કરવાની જરૂર છે. જેથી દર્દી ગળફો સહેલાઇથી કાઢી શકે અને તેને સારૂ એમોનીઆ ક્લોરાઇડ, એમોનીઆ કાર્બ, સોડાબાય કાર્બ વિગેરે ક્ષારો, અને ઇપિકેક આપવું સારૂં છે. દૂધ સાથે સોડાવોટર પણ અપાય છે. દવાની સાથે ગરમ પાણી પાવાથી પણ કફ પાતળો થઇ સહેલાઇથી નિકળે છે.

ઝાડાની કબજીઆત હોય તો ગુદા વાટે પીચકારી આપવી. અગર સીડલીઝ પાઉડર આપવો. ઝાડો થતો હોય તો લાઇકર બીસ્મીથ આપવું. કફ ઘણોજ હેરાન કર્તા હોય અગર સસણી હોય તો સોડાબેન્ઝોઅસ ટીંચર કેમ્ફર વાઇનિમ ઇપિકેક આપવું.

આ દરદમાં સસણી અગર સન્નિપાતનાં લક્ષણો દેખાય છે અને આ લક્ષણોના ઉપાય યોજવા કઠણ છે. કારણ આ લક્ષણો ઘણાજ જોખમકારક છે. તેમ છતાં નીચેના ઉપાય સારા માલુમ પડી આવ્યા છે.

દર્દીને ક્ષારયુક્ત પાણી પાવું. ગરમ દૂધ સોડા અગર બ્રાન્ડી સાથે આપવું. કાર્બો-ગ્લીસેરાઇન, ઓઇલ યુકેલીપ્ટસ, કપુર વિગેરેનો નાસ પણ ફાયદાકર્તા છે.

કફ છૂટે તેવી દવાઓ જેવી કે-એમોનીઆ કાર્બ સોડા બાય કાર્બ, સીલા ઇપેકેક વગેરે આપવી—

છાતી ઉપર અને ફેફસાના ભાગ ઉપર રાઇ અને અળસીની પોટીસ મૂકવી. અગર અળશી, પોસના ડોડાથી શેક કરવો. ટરપેન્ટાઇન, યુકેલીપટસ અગર યુગેલીપટાલ ક્લોરોફોર્મ અને કપુરનું તેલ આપવું.

દર્દી શક્તિહીન થતો લાગે તો તેને શક્તિવર્ધક દવા આપવી, જેવી કે ઝેરકચોલું, બ્રાન્ડી.

હૃદયની નબળાઇ સારૂ ડીજીટેલીસીસ્ટ્રોફેન્થસ, કેફીન સાઇટ્રસ આપવું.

માથાના દુઃખાવા સારૂ બ્રોમાઇડસ આપવાં.

માથાનો દુઃખાવો શાન્ત પાડવા સારૂ બરફનો ઉપયોગ કેટલાક દાક્તરોને વાસ્તવિક લાગ્યો છે અને કેટલાકને તેનાથી ફાયદો થતો જણાતો નથી.

ઝાડાની કબજીઆત હોય તો તે દૂર કરવા સારૂ રેચ આપવો એ સામાન્ય છે, પરન્તુ આ મતની વિરૂદ્ધ કેટલાક દાક્તરો છે. તેમના મત પ્રમાણે મળ પાકયા પછી તે પાડવો એ સલાહ ભરેલું છે. દર્દની શરૂઆતમાંથી રેચ આપવાથી ઘણા દર્દીઓને સન્નિપાતનાં લક્ષણો થયાં છે. જ્યારે તે પ્રમાણે નહિ કરવામાં આવેલા કેટલાક દર્દીઓ સારા થયા છે.

ડૉ. રૅાસ આ દર્દમાં તજની હિમાયત કરે છે અને તજનું ટીંચર, તેલ અગર ભૂકો આપવાની ભલામણ કરે છે. તેમાં તજના તેલની ખાસ ભલામણ કરે છે. તજના તેલનાં પાંચ ટીપાં દર કલાકે પાંચ વખત ત્યાર-

બાદ ત્રણ અગર ચાર કલાકે ત્રણ દિવસ સુધી પાણી અગર દૂધ સાથે આપવાં.

કેપ્ટન એન્જીનીઅર લશણની હિમાયત કરે છે અને લેડી હારડીંજ હોસ્પીટલમાં તેમણે આ દવાનો ઉપયોગ ફતેહમંદીથી કર્યો છે.

| | | |
|---|---|---|
| લસણનો અર્ક | ઔ. ૧. | આ દવાના બે ડોઝ આપવાથી તાવ ઉતરી ગએલો માલુમ પડયો છે. |
| સીરપ | ઔ. ૧. | |
| પાણી | ઔ. ૧. | |

**ત્રણ ભાગની દવા—**

ડૉ. એરૂલકરનો અભિપ્રાય—આ રોગમાં જે ખાંસી ઉત્પન્ન થાય છે તે ગળાનાં દરદને લેઇને નહિં પરંતુ હવા લેવાની નળી અને બીજા તેની નજદીકના અવયવોના દરદોના કારણો છે. બીજા દરદોમાં દરદીઓની નાડી તથા શ્વાસ અને શરીરની ગરમીમાં હંમેશ શોકથી મળતાપણું રહે છે પરંતુ આ દરદમાં તે ત્રણે ચિન્હોમાં ઘણો ફેરફાર મને જણાયો હતો. એક દાખલામાં શ્વાસ ઘણો ચાલતો હતો, છતાં નાડી ઘણી બેસી ગએલી હતી. આ દરદ ઉપર સહેજ આલકોહોલ યા વ્હીસકી અને ગરમ પાણી આપવામાં આવે છે તો દરદીઓને ફાયદો થાય છે. મારા અનુભવ પ્રમાણે ક્વીનાઇન અને પોટેસીઅમ કલોરેટની દવા પણ સારૂં કામ કરે છે. લસણમાંથી બનાવેલી દવા પણ એ રોગમાં ઘણી ફતેહમંદ માલમ પડી છે.

ડૉક્ટર પારેખ—રસી (વેકસીન)ની ભલામણ કરે છે અને તેથી તેમને ફતેહ મળેલી જણાવે છે.

આ રોગમાં દેશી દવાઓ પણ સારી અસર કરે છે તેમાંની મુખ્ય:—૧ પ્રાણસવ, ૨. વાસાવલેહ, ૩. સુદર્શન ચૂર્ણ, ૪. લક્ષ્મીવિલાસ રસ છે. શક્તિ માટે મકરધ્વજ.

માથું દુ:ખતું હોય તો તુલશીનાં પાન, તજ, લવીંગ, જાયફળની છાલ એ સમભાગ લેઇ પાણીમાં ઘસી, ગરમ કરી કપાળે ચોપડવાથી ફાયદો થાય છે.

**અટકાવવાના નિયમોઃ—**

૧. જંતુ વિદ્યાના અનુભવીઓ અને અભ્યાસીઓની એક કોન્ફરન્સે એક મતે ભલામણ કરી છે કે એ રોગ (ઇન્ફલુએન્ઝા) અટકાવવા માટે અથવા રોગ લાગુ પડયો હોય તો તેના ઉપાય તરીકે બદનમાં રસી દાખલ કરાવવી.

(હિન્દુસ્થાન, તા. ૩૦ ઓકટોબર ૧૯૧૮.)

૨. ઇન્ફલુએન્ઝા ઉડતો ચેપી રોગ છે જેથી કરી ઇન્ફલુએન્ઝાથી પિડાતા માણસને, બીજા લોકોથી દૂર રાખવો. અને બીજા માણસોએ દર્દથી ઘેરાએલાના સહવાસમાં આવવું નહિં.

૩. આ ઉપદ્રવ ચાલતો હોય તેવા સ્થળોએ, નાટકશાળા, સિનેમા, મેળા, જલસા, જમણવાર વિગેરે બંધ કરવાં અને મનુષ્યની મેદની થવા દેવી નહિં.

૪. આ ઉપદ્રવ ચાલતો હોય ત્યારે ઉજાગરા કરવા નહિં. સહજ સળેખમ, ઠંડી કે બેચેની માલૂમ પડે કે તુરતજ તેના ઉપાય કરવા.

૫. યુકેલીપ્ટસ ઓઇલ રૂમાલમાં અગર લુગડામાં છાંટી તેની સોડમ લેવી. જેથી ઇન્ફલુએન્ઝાના જંતુઓ અસર કરી શકતા નથી.

૬. ઇન્ફલુએન્ઝાનો ઉપદ્રવ ચાલતો હોય ત્યારે નાક, મ્હોં સાફ રાખવા અને દરરોજ જમી રહ્યા પછી જંતુનાશક દવા જેવી કે કાર્બોલીક એસીડ, થાઇમોલ હાઇડ્રોજરીપરક્લોરાઇડ યુકેલીઅસ ઓઇલના કોગળા કરવા;

૭. નાક અને મ્હોંની અંદર શ્વાસ વાટે ઇન્ફલુએન્ઝાના જંતુઓ દાખલ થાય છે. માટે ધૂળ ઉડતી હોય તે વખતે શ્વાસ લેતી વખતે સાવચેત રહેવું. કારણ ઇન્ફલ્યુએન્ઝાના જન્તુઓ ધૂળ મારફતે દાખલ થાય છે.

૮. ઠંડી લાગે તેવી જગ્યાએ હરવું ફરવું નહિં. કારણ ઇન્ફલ્યુએન્ઝાનું ઝેર હવામાં ફેલાય છે અને ઠંડી લાગવાથી ઇન્ફલ્યુએન્ઝા જલદી અસર કરે છે.

**સારવાર:—**

૧. શરદી વગરના પણ ખુલ્લી હવાવાળા ઓરડામાં દરદીને રાખવો. બહારની હવા અગર પવનનો ઝપાટો લાગવા દેવો નહિં. ઠંડી લાગે તેવી જગ્યાએ હરવા ફરવા દેવો નહિં. દર્દીના બિછાનાની આસપાસ વરાળ નિકળતાં બે ચાર વાસણો રાખવાં જેથી તેના શ્વાસોશ્વાસમાં ગરમ વરાળ આવે. દર્દીને સંપૂર્ણ આરામ આપવો અને તે આરામ શારીરિક અને માનસિક હોવો જોઇએ. દર્દીની આસપાસ માણસોનો જમાવ થવા ન દેવો. દર્દીને સારી પેઠે કપડાં લપેટી સુવાડવાથી અને સારી રીતે નિંદ્રા લેવા દેવાથી જલદી ફાયદો થાય છે. દર્દીને આરામ થયા પછી એકદમ ભારે ખોરાક કે ગળપણ લેવા દેવું નહિ.

૨. દર્દીના, બલગમ, કફ વિગેરે પીકદાનીમાં નંખાવવું અને પીકદાનીમાં જન્તુનાશક દવા નાંખવી જેથી ફરી ઇન્ફલ્યુએન્ઝાના જંતુઓ હવામાં ઉડી રોગ ફેલાવી શકે નહિં.

૩. દર્દીને ઓછામાં ઓછા દિવસમાં બે વખત જંતુનાશક દવા જેવી કે બોરાથાઇમોલ, પોટાસ પરમેગેનીઝથી કોગળા કરાવવા.

૪. દર્દીની પાસે રૂમાલ રાખવો. જેની અંદર યુકેલીપ્ટસ ઓઇલ નાંખવું કારણ કે યુકેલીપ્ટસ ઇન્ફલ્યુએન્ઝાના જન્તુનું જોર નરમ કરી શકે છે.

૫. ખોરાક પ્રવાહી અને હલકો આપવો. મુખ્યત્વે કરીને દૂધ, કાંજી, મગનું પાણી. **શરદી કરે** તેવાં ફળ ફળાદિ જેવાં કે દાડમ, નારંગી, દ્રાક્ષ વગેરે આપવા નહિં. આદુ અગર સુંઠ મીઠું નાંખીને દર્દીને આપવું, ગળપણ આપવું નહિં.

૬ દર્દીને પીશાબ થોડો આવતો હોય અગર તાવ પુષ્કળ હોય અને દર્દી બેભાન સ્થિતિમાં હોય તો સોડાવોટર અથવા સોડાબાયકાર્બ ડ્રામ બે અને પાણી પોઇન્ટ એક મધ નાંખી આપવું.

૭ દર્દી અશક્ત થઇ ગયો હોય તો તેને શક્તિ આણવા સારૂ શેમ્પેઇન આપવો.

## ૩ મેલેરીઆ તાવ.

મેલેરીઆ એટલે ખરાબ હવા એવો અર્થ પ્રથમ કરવામાં આવતો હતો. હાલમાં મેલેરીઆનો અર્થ જુદો કરવામાં આવે છે. ખરાબ પાણીમાં, ખાબોચીઆમાં અગર તળાવમાં એક જાતના મચ્છર ઉછરે છે. આ મચ્છરના પેટમાં જંતુએ પેદા થાય છે. આ મચ્છર કરડવાથી શરીરમાં ઝેર પેદા થાય છે, અને આ લોહીનો વિકાર કરી, તાઢીઓ તાવ લાવે છે. તેને મેલેરીઆ કહે છે. આ માન્યતા સને ૧૮૯૭ ના અરસામાં ડોકટર રેનોલ્ડ રોસની શોધ પછી થઇ છે. આ ડોકટરે એમ સિદ્ધ કરી આપ્યું છે કે મેલેરીઆનું ઝેર હવામાં નથી, તેમજ પાણીમાં નથી, પરંતુ એ તાવનાં ખાસ જંતુએ થાય છે અને તે એક જાતના મચ્છરનાં પેટમાં રહે છે. અને આ મચ્છર માણસને કરડવાથી માણસના લોહીમાં એ જંતુએ દાખલ થઇ તાવ લાવે છે.

આ દેશ કરતાં આફ્રિકામાં મેલેરીઆનો ઉપદ્રવ વધારે છે. તેમજ સીઆમ, બ્રહ્મદેશ અને ગંગા નદીના મુખ આગળ મેલેરીઆનું જોર વિશેષ હોય છે. તળાવ, ખાબોચીયાં અને ગંદકીની જગ્યામાં તેનું જોર હોય છે. ખારાપાણીના ખાબોચીઆમાંથી આ તાવનું વિષ મળી આવતું નથી. હવાની ૬૦° થી ઓછી હોય ત્યાં આ તાવનું જોર હોતું નથી. મુખ્યત્વે કરીને વર્ષાઋતુ અને તે પછી (ઓગસ્ટ થી નવેમ્બર) મેલેરીઆના મચ્છરો વધારે થાય છે અને તાવ ફેલાય છે. પુષ્કળ ગરમી અને સખ્ત ઠંડીમાં આ મચ્છરો ઉછરી શકતા નથી. નદીની ભેખડ, તળાવો, નવાં ખોદાણ કામની બાજુઓના ખાડા ખાબોચીઆં, પોચી અને રેતાળ જમીન, ગંદુ પાણી ભરાઇ રહેતું હોય તેવી જમીન, ભેજ વિગેરેમાં આ મચ્છરો ઉછરી શકે છે. ૪૦૦૦ ફુટથી વધારે ઉંચાઇના ભાગામાં મેલેરીઆ બહુ ઓછો હોય છે કેમકે ત્યાં એ મચ્છરો રહી શકતા નથી તેમજ ઉડી શકતા નથી. વનસ્પતિ પદાર્થ પણ આ મચ્છરોને ઉછેરવામાં મદદ કરે છે.

એક માણસના શરીરમાં મચ્છરોદ્વારા જંતુએ દાખલ થયા પછી તે માણસને મેલેરીઆ તાવ આવે છે. તે માણસને મચ્છર કરડી બીજા

સાજા માણુસને કરડે છે અને તેને તાવ આવે છે. ખરાબ પાણીમાં મચ્છરો ઉછરે, વિષ્ટામાં પણ તેની વૃદ્ધિ થાય છે અને આ પ્રમાણે મેલેરીઆની ઉત્પત્તિ થઈ તે વૃદ્ધિ પામે છે.

જેમ માણુસ જાત જાતનાં છે તેમ મચ્છર પણ જાત જાતના છે. મચ્છરની લગભગ ૮૦૦ જાત છે. આમાંથી ચાર જાતના મચ્છરો મેલેરીઆ ફેલાવે છે. આ મચ્છરને એનોફેલિસ કહે છે. તેમાં નર અને માદા બે જાતિ છે. આ મચ્છરો ભીંતે બેસે છે. તે ઉડે ત્યારે ગણગણાટ બહુ ઓછો કરે છે. અંધારામાં અને ખુણે ખોચરે રહે છે. રાતના કરડે છે. વર્ષાદ શરૂ થયા પછી આશરે પાંચ અઠવાડીયામાં તે પૂરતી રીતે ઉછરી કરડવા જેવા થાય છે. એટલે વર્ષાદમાં અને તે પછી તાવ આવે છે. ટાઢ પડે છે, ત્યારે આ મચ્છરો ઉછરી શકતા નથી અને તેથી તાવનું જોર પણ કમી થાય છે. મચ્છરના જીવનના ચાર ભાગ છે, ૧ ઈંડું, ૨ લાર્વા, ૩ પ્યુપા. ૪ મોટો કીડો. માદા એકી વખતે ૧૦૦ થી ૩૦૦ ઇંડાં મૂકે છે, નર તથા માદાનો ખોરાક પ્રવાહી હોય છે, પરંતુ નરજાતિના મચ્છરો છોડવાનો રસ ચુસી ગુજરાન ચલાવે છે, પણ નારી જાતિને તે પ્રમાણે ચાલતું નથી. માદા માણુસ, પક્ષી, અગર જાનવરનું લોહી ચુસે છે, માદા જ્યારે કરડે છે ત્યારે લોહી ચુસે છે, એટલુંજ નહિ પણ ઝીણા ઘાની અંદર લાળ અથવા થુંક મ્હોંડામાંથી કાઢે છે, તેમાંથી લોહી જરાક પાતળું થાય છે ત્યાર પછી તે બીજા માણુસને કરડે છે, આ પ્રમાણે તે માદાઓ મેલેરીઆ ફેલાવે છે, આ ઝેર એક ઝીણા સૂક્ષ્મદર્શક જન્તુથી થાય છે, અને આને પેરેસાઇટ કહે છે. આ પેરેસાઇટ લોહીની મદદથી જીવી શકે છે, આ જન્તુઓ પાણી અગર હવામાં સ્વતંત્રપણે રહી શકતા નથી, તેમજ ઉછરી શકતાં નથી, આ જન્તુઓ મચ્છરના અગર માણુસના લોહીમાં રહી શકે છે, મચ્છરના કરડવા પછી ૬ થી ૧૦ દિવસમાં તાવની અસર જણાય છે.

આ પેરેસાઇટ લોહીના લાલ રજકણની અંદર ઘર કરે છે, જીવે છે અને વૃદ્ધિ પામે છે. આ પેરેસાઇટ ઝીણો અને ચીકણો છે. જ્યારે તે મોટો થઇ રહે છે એટલે તેના ભાગ થાય છે અને દશથી વીશ

નવા તાજા પેરેસાઇટ નિકળે છે અને જે લોહીના રજકણમાં તે રહેલો હતો તે મરી જાય છે. અને તાજા પેરેસાઇટ બીજા લોહીમાં ઘર કરે છે. એ બધાં ધીમે ધીમે વધે છે અને બીજા લોહીમાં ઘર કરે છે. આ પ્રમાણે જેને તાવ આવ્યો હોય તેના લોહીમાં આવાં અસંખ્ય પેરેસાઇટ માલુમ પડે છે. આ પ્રમાણે પેરેસાઇટ લોહીમાં દાખલ થયા પછી તાવ આવે છે. આ પેરેસાઇટ ત્રણ જાતના છે. ૧. પેરેસાઇટ કે જેને વિભાગ કરતાં અને જુવાન પેરેસાઇટ થતાં ત્રણ દિવસ લાગે છે. આનાથી ચોથીઓ તાવ આવે છે. ૨. વિભાગ થતાં બે દિવસ લાગે છે એટલે આંતરીઓ તાવ આવે છે. ૩. અનિયમિત રીતે વિભાગ થાય છે. એટલે તાવ પણ રોજીંદો આવે છે. આ મચ્છરો રાતના ઘણુંખરૂં કરડે છે. ટુંકામાં આ તાવ ફેલાવવાને સારૂ બે મુખ્ય ચીજો છે. એક તો તાવવાળો માણસ અને બીજું એનો પીલીન મચ્છર કે જે તાવવાળા માણસને કરડયું તે.

મેલેરીઆ તાવ પુરૂષ કરતાં સ્ત્રીને વધારે આવે છે. પુરૂષને વિષમ પ્રકારનો મેલેરીઆ તાવ આવે છે. નબળા શરીરના અને પાંડુ રોગવાળાને મેલેરીઆ જલદી અસર કરે છે. સારી હવા પાણીવાળી જગોમાંથી જેઓ મેલેરીઆવાલી જગોમાં આવે છે તેમને પણ જલદી લાગુ પડે છે. હવાના ભેજથી તડકો ઘણો લાગવાથી, અનિયમિત ખોરાકથી, અતિશય શ્રમથી, આ રોગ લાગુ પડે છે. જે જગ્યામાં ભેજ રહેતો હોય અને બપોરની વખતે જરા તડકો પડયા પછી, સાંજની વખતે ઠંડી રહેતી હોય અને સૂર્યનો પ્રકાશ ઓછો રહેતો હોય તેવી જગ્યામાં આ તાવ વિશેષ જોસ બતાવે છે.

**૧ ટાઢીઓ તાવ.**

આ તાવ રોજીંદો, એકાંતરીઓ કે ચોથીઓ હોય છે. તાવ રોજીંદો હોય છે ત્યારે સખ્ત આવે છે, તરીઓ તાવ હોય છે ત્યારે તાવની ગરમી ઓછી હોય છે, ચોથીઓ તાવ જલદી ઉતરી જાય છે, રોજીંદો તાવ દરરોજ આવે છે, તરીઓ બીજે દિવસે આવે છે, અને ચોથીઓ ત્રીજે દિવસે આવે છે, મેલેરીઆ તાવના ત્રણ દરજ્જા છે, ૧ ટાઢ, ૨ ગરમી અને ૩ પસીનો.

૧ ટાઢ:-નબળાઇ અને આળસ જણાયા પછી ટાઢ વાય છે અને બરડામાં ટાઢું પાણી રેડાતું હોય તેમ લાગે છે. શરીર ધ્રુજે છે, દાંત કકડે છે. ચ્હેરો ફીકો થાય છે, નાડી ઉતાવળી ચાલે છે અને પીશાબ વધારે ઉતરે છે. આ પ્રમાણે અડધા કલાકથી ત્રણ કલાક સુધી ચાલે છે.

૨. ટાઢ સમવા માંડે છે એટલે તાવ ભરાય છે. તરસ બહુ લાગે છે. માથામાં દુ:ખાવો લાગે છે અને નાડી જોરથી ચાલે છે. પિશાબ લાલ રંગનો થાય છે.

૩. તાવ ભરાઇ રહ્યા પછી બે, ત્રણ કે બાર કલાક પછી પસીનો વળે છે. તરસ ઓછી થાય છે. ખાવાની કાંઈ રૂચિ થાય છે. ત્યાર પછી તાવ ઉતરી જાય છે.

કોઈ કોઇ વાર ઉપલાં લક્ષણો દિવસોમાં બે વખત થાય છે. તાવ બહુ સખત આવે છે ત્યારે ભ્રમ થાય છે. બેચેની થાય છે. ઉઠીને નાસવા માંડે છે. બકવાટ કરે છે. ઉબકા અગર ઉલટી આવે છે. પ્રતિવર્ષે તાવ આવે છે તો આ તાવ અનિયમિત થાય છે અને તે રીમીટન્ટનું રૂપ પકડે છે. ટાઢીઓ તાવ આવ્યા પછી તે ફરી ફરીને આવવાની ઘણી વકી રહે છે. વખતોવખત ટાઢ આવવાથી, કલેજું, બરોલ અને આંતરડાના વ્યાધિ થાય છે. દર્દીનું શરીર સૂકાય છે અને પેટ વધે છે. બરોલની વૃદ્ધિ ઘણાકને તાવની સાથે થાય છે. અને જ્યાં સુધી તે અસલ સ્થિતિએ આવે નહિ ત્યાં સુધી તાવ ફરી ફરીને આવવાની બીતિ રહે છે.

## ૨. રીમીટન્ટ ફીવર.

આ તાવને સતત, વિષમ, પિત્ત, અવધીઓ, તાવ કહે છે. આ તાવ એક વખતે આવ્યા પછી ઉતરી જવાને બદલે સહેજ નરમ પડે છે. પાછો ભરાવા લાગે છે. અને આ પ્રમાણે સાત, નવ કે પંદર દિવસ સુધી ચાલે છે. અને કોઇ કોઇ વાર ચારથી છ અઠવાડીયાં સુધી ચાલે છે.

**લક્ષણો:**—માથાનો દુ:ખાવો, તાવ ઉનો આવે છે, અગર ટાઢ વાઇને આવે છે. તાવ બપોર પહેલાં અગર બપોરે ભરાયો હોય તો રાત્રે નરમ પડે છે. અને રાત્રે ભરાયો હોય તો બપોરે નરમ પડે છે. એકાંતરીઓ, તાવ તદન ઉતરી જાય છે. જ્યારે આ બિલકુલ ઉતરી જતો નથી, ફકત નરમ પડે છે, મ્હોડામાં કડવાસ રહે છે, જીભ સૂકાય છે. આ તાવમાં બેભાનપણું થાય છે અગર સન્નિપાતપણ થાય છે.

## ૩ દુઃસાધ્ય જ્વર. ( Pernicious Malaria. )

આ રોગ ઠંડા મુલકમાં ક્વચિતજ જણાય છે. ગરમ દેશ કે જ્યાં વર્ષાદ પુષ્કળ થાય છે, ભેજ રહે છે. ઝાડો ઘણુંજ ગીચોગીચ હોય છે, અગર ડાંગેર મોટા પ્રમાણમાં ઉગાડવામાં આવે છે તે જગ્યામાં આ વ્યાધિ એક ચેપી રોગની માફક ઘણા માણસોને લાગુ પડે છે. આ તાવમાં મેલેરીઅલ પેરેસાઇટ ઘણા ગંભીર સ્વરૂપમાં પોતાનું વિષ દાખલ કરે છે.

**લક્ષણ**:—આ તાવ ધીમે ધીમે આવ્યા પછી ત્રીજે અગર ચોથે દિવસે ટાઢીઆ તાવની માફક આવે છે. આ પ્રમાણે બે અગર તેથી વધુ વખત આવવાથી તેનું પરિણામ ભયંકર થાય છે. તે તાવ જુદા જુદા રૂપમાં તેનાં લક્ષણો દેખાડે છે. ૧. મૂર્છા. ૨. સન્નિપાત. ૩. વિશૂચિકા. ૪. શીતકારી. ૫. અતિસ્વેદ. ૬. પિત્ત વિકાર.

ટાઢ ઉતરી ગયા પછી શરીરમાં તાવ હોય તો ઘણુ હાથ પગનાં આંગળાં ઠંડા રહે અગર ખાલી પડતાં રહે અને માથું તથા શરીર ઘણા ગરમ રહે એ આ રોગનું ખાસ લક્ષણ છે.

૧. મૂર્છા. માથાનો દુઃખાવો પુષ્કળ, ચકરી, અસ્પષ્ટ ભાષણ, ચત્તો પડી રહે છે, આંખો બંધ રહે છે.

૨. સન્નિપાત. બેચેની, ઉન્માદ, કાનમાં ઘોંઘાટ, આંખો લાલ તથા ચળકતી.

૩. વિશુચિકા. ઉલટી થાય છે અને તેમાં પીળાશ પડતું પાણી નિકળે છે. ઝાડો પાણી જેવો અગર લાલ રંગનો થાય છે. હોઠમાં દાહ લાગે છે. આંકડી આવે છે.

૪. શીતકારી, શરીર ઠંડુ પડે છે. ચામડીમાં દાહ થાય છે. પુષ્કળ તૃષા અને બેચેની, પિશાબ લાલ કાળા રંગનો હોય છે. નાડી અનિયમિત થાય છે.

૫. અતિસ્વેદ. ઉલટી, ઝાડો, ઘણો પરસેવો, ચામડી ફીકી પડી જાય છે. ચ્હેરો લેવાઇ જાય છે.

૬. પિત્ત. કમળો, પિત્તની ઉલટી કે ઝાડો, જીભ ઉપર સફેદ કે પીળી છારી વળે છે; બરોલ અને કલેજાના ભાગમાં દુઃખાવો થાય છે.

આ દર્દનાં પરિણામ બહુ માઠાં આવે છે. જ્યારે આ દર્દ એક ચેપી રોગની માફક નિકળી આવે છે ત્યારે તેનાથી શરૂઆતમાં મરણ

પ્રમાણ વધે છે અને વખત જતાં તે પ્રમાણ ઘટે છે. દર્દીને સાજા થવાનો આધાર તેને થતાં ચિન્હો ઉપર છે. તાવ ઉતરવા આવે અને મરડો થાય તો રૂપ ભયંકર થાય છે. નસકોરી ફૂટવી, સન્નિપાત, બેશુદ્ધ, પ્રસ્વેદ વિગેરે ભય સૂચક છે. આ વ્યાધિ બચ્ચાં અને વૃદ્ધને વધારે ભય રૂપ છે.

મેલેરીઆના ઝેરથી સાધારણ રીતે એક બે વખત સખત તાવ આવી ગયા પછી શરીરમાં તેની અસર રહે છે. અને તેથી કરીને કલેજું અને બરોળ વધે છે. તેના પર દાબતાં દુઃખાવો થાય છે. ચક્કર આવે છે. અશક્તિ થાય છે. અનાજ ઉપર અરૂચિ રહે છે. મ્હોંમાં બેસ્વાદ થાય છે.

**ઉપાયઃ**—ટાઢ આવતી હોય તે વખતે ગરમ કપડાં ઓઢાડવાં. ગરમ પાણીના શીશાથી શેક કરવો. ટાઢ સમી ગયા પછી તાવ ઉતરવાની દવા આપવી પસીનો થાય ત્યારે તેને કપડાથી સાફ કરવો. તરસ લાગે તો બરફ, સોડા, ઉકાળેલું પાણી આપવું. ટાઢ આવતા પહેલાં ઓઇલિ યુકેલીપ્ટસ લેવાથી ટાઢ કમી આવે છે અને દર્દનું જોર નરમ પડે છે. આ દર્દમાં રામબાણ દવા ક્વીનાઇન છે માટે તેનો ઉપયોગ કરવો. ક્વીનાઈનની પીચકારી લેવી પણ સારી છે.

**અટકાવવાના ઉપાયઃ**—મેલેરીઆ મચ્છરોને લઇને થાય છે માટે મચ્છરોથી દૂર રહેવું જોઇએ.

૧. તમાકુના પાન તથા આસલેટ સાથે મેળવી સળગાવવાથી મચ્છરો નાશી જાય છે. તુલસીના છોડ, તકમરીઆના છોડ રાખવાથી મચ્છર ઓછા થાય છે. સફેદ અને સલેટીઆ રંગનાં કપડાં રાખવાથી મચ્છર ઓછા આવે છે. યુકલીપ્ટીસ, કોપરેલ, રોમરી જેવાં તેલનું શરીરે મર્દન કરવાથી મચ્છરો દૂર રહે છે.

૨. પાણીનાં ખાબોચીઆં પૂરાવવાં જોઈએ, ઘરોમાં મચ્છર આવી ન શકે તેને સારૂ બારીઓ તથા ઓટલા ઉપર ઝીણી જાળીઓ રાખવી. બિછાના ઉપર મચ્છરદાની રાખવી. બને તો મેડા ઉપર સૂઈ રહેવું, ભોંય તળીએ સૂવું નહિ

૩. પાણી ગરમ કરી વાપરવું. પચે તેવો નિયમિત ખોરાક લેવો. ગરમ કપડાં પહેરવાં. હવાના એકાએક થતા ફેરફારથી બચવું.

૪. આ રોગ ચાલતો હોય ત્યારે તેને અટકાવવાને સારૂ ક્વીનાઇનનો ઉપયોગ કરવો કારણ કે ક્વીનાઇન મેલેરીઆના જન્તુને મારે છે.

## ૪. ટાઇફો-મેલેરીઆ.

આ તાવ મેલેરીઆ અને ટાઇફોઇડને મળતો આવે છે. તેથી તેને ટાઇફો-મેલેરીઆ કહેવામાં આવે છે. આ તાવ ચોમાસા પછી માલૂમ પડે છે. મોટા જંગલોમાં પાણી ભરાઈ રહે છે અને તેમાં મચ્છરો વિગેરે જંતુનું જોર વધે છે અને એવા મુલકોમાં લોકોને ખાવા પીવાના અનિયમિતપણાથી તથા અશકિતને લીધે આ રોગ લાગુ પડે છે. આ તાવનું કારણ મેલેરીઆ પેરેસાઇટ અને બેસીલસ ટાઇફોસસ માનવામાં આવે છે.

**લક્ષણ:**—આ તાવ સખ્ત ટાઢ વાઇને આવે છે. શરીરની ગરમી એકદમ વધે છે. આ તાવમાં ટાઇફોઇડ તાવની પેઠે શરીર ઉપર દાણા નિકળતા નથી. ઝાડા થાય છે પરંતુ ટાઇફોઇડની પેઠે આ ચેપી નથી. શરૂઆતમાં માથાનો દુઃખાવો, અરૂચિ અને ચહેરો પીળાશ પડતો થાય છે. તાવ ૧૦૨° થી ૧૦૬° થાય છે. ચામડી ગરમ અને બરસડ થાયછે. જીભ ફીકી હોય છે. આ તાવ કેટલીક વખતે ત્રીજે દિવસે આવે છે.

અઠવાડીયા પછી અગર અઠવાડીયા દરમીઆન તાવ વધે છે. અને ટાઇફસનું રૂપ પકડે છે. દર્દી બેભાન થાય છે, જીભ સુકાઈ જાય છે. ઝાડો અને પિશાબ આપોઆપ ચાલ્યા જાય છે. આ બધાં ખરાબ લક્ષણ છે.

**ઉપાય:**—મેલેરીઆ અને ટાઇફોઇડ પ્રમાણે ઉપાય યોજવા. ઓરડાની ગરમી ૬૦° થી ૭૦° સુધી રહે તેમ કરવું. દર્દીને આરામ આપવો અને જેમ બને તેમ થોડો બોલાવવો. પાણી ગરમ કરી આપવું. ખોરાકમાં દૂધ આપવું. હવા ફેરફાર કરવી.

અટકાવવાના ઉપાય તરીકે ચોખ્ખા હવાવાળા ઘરો અને મચ્છરો ન થાય તેવી યોજના કરવી.

## ૪. રક્તદોષજન્ય તાવ.

આ તાવ લોહીમાં બિગાડ થવાથી થાય છે. જ્યારે ગડગુમડ કે જખમમાં પરૂ થતું હોય અને તે પરૂ લીમ્ફ મારફતે નસોમાં દાખલ થાય ત્યારે તાવ આવે છે અને આ તાવ રક્ત દોષજન્ય તાવ કહેવાય છે. આ તાવમાં મુખ્ય પાઇમીઆ, સેપ્ટીસીમીઆ અને સેપ્રીમીઆ છે.

ગડગુમડ કે જખમમાં પરૂ થતું હોય, સડતા હોય ત્યારે તે તંતુ-

ઓના શોષણથી, પરૂ, લોહી અગર બીજી જાતના વિષ લોહીમાં દાખલ થાય છે, વિગેરે કારણોથી આ રોગ પેદા થાય છે.

આ ઝેરી જન્તુઓ લોહીમાં દાખલ થઈ આખા શરીરમાં ફેલાય છે ત્યારે તે સપ્ટીસીમીઆ કહેવાય છે. જ્યારે નાની લોહીની નળીઓમાં પરૂ અગર સડતાં તંતુઓ ભરાઈ જાય છે ત્યારે તેને પાઈમીઆ કહે છે. અને જ્યારે સડતા તંતુઓમાં રહીને કેટલાક જંતુઓ ઝેર ઉત્પન્ન કરે છે અને તે ઝેર લોહીમાં પ્રવેશ કરે છે અને લોહીને બગાડે છે તેને 'સેપ્રીગીઆ' કહે છે.

**લક્ષણઃ**--આ દર્દથી પીડાતા માણસોમાં એક સરખાંજ ચિન્હો માલુમ પડતાં નથી. ચિન્હોનો આધાર દર્દીની સ્થિતિ ઉપર રહે છે. ઘા, જખમ અગર ગુમડાનાં વા સડવા ઉપર લોહીના વિકાર પ્રમાણે વધતાં ઓછા ચિન્હો માલુમ પડે છે. જીભ ઉપર છારી વળે છે. ક્ષીણતા આવે છે, ઝાડો વાસ મારે છે. ટાઢ આવી તાવ આવે છે તથા પસીનો પણ વળે છે. વળી, શરીરમાં નવાં ગડ પેદા થાય છે અને તેમાં પરૂ વિગેરે થઇ હેરાનગતિ પહોંચાડે છે.

પાઇમીઆમાં ઘણું ખરૂં એક વખત ટાઢ આવી તાવ આવે છે અને નવાં ગડ પેદા થાય છે. આ ગડ શરીરની અંદર કે બહાર થાય છે. શરીરની અંદર થાય તો તે ગડ નુકસાન કરતા છે. શ્વાસોચ્છ્વાસમાંથી મીઠી વાસ નિકળે છે. કમળો થાય છે, ઉલટી થાય છે. અને જે અવયવ ઉપર ગડ થાય તેની ખાસ વ્યાધિ પણ થાય છે.

સેપ્ટીસીમીઆમાં તાવથી સાથેજ ટાઢ આવે છે અને વારે ઘડીએ તાવ આવ્યાં કરે છે. ઘેન, તન્દ્રા, નબળાઇ, પાતળા ઝાડા, ચામડી ઉપર ચકામાં વિગેરે સેપ્ટીણીસીઆમાં મુખ્ય લક્ષણો છે. આ રોગ બે દિવસથી આઠ દિવસ સુધી ભયંકર ગણાય છે. સેપ્રીમીઆના સામાન્ય લક્ષણો પાઇમીઆ અને સેપ્ટીસીમીઆને મળતાં છે.

**ઉપાયઃ**--જેનાંથી દર્દ થયું હોય તે કારણ દૂર કરવું. મુખ્યત્વે કરીને ગડગુમડ, ઘા કે જખમને સાફ રાખવો. ક્વીનાઇન, સોડીઅમ, સલ્ફોકાર્બોલેટ વિગેરે આપવું. શક્તિને સારૂ દૂધ અને જરૂર પડે સીમ્યુલન્ટ આપવાં. ગડગુમડ ઉપર શસ્ત્રક્રિયા કરવી. એન્ટીસ્ટ્રેપ્ટકિકિસ સીરપની પીચકારી મારવી.

### ૨. મૂષક–દંશ જ્વર.

આ તાવ ઝેરી ઉંદર કરડવાથી આવે છે. જાપાનના વૈદકગ્રન્થમાં આ જ્વર વિષે લખેલું છે. ચીન, જાપાન, સીલોન અને હિન્દુસ્થાનમાં આ રોગ જોવામાં આવે છે. સીલોનમાં એવી માન્યતા છે કે નર ઉંદર કરડે છે ત્યારે રક્ત વિકાર થાય છે. અને માદા ઉંદર કરડે છે ત્યારે ઉંદરનું ઝેર ચઢે છે. અટકળથી એમ માનવામાં આવે છે કે ઝેરી ઉંદરના દંશથી આ રોગ થાય છે.

**લક્ષણો**:—ઉંદરનું ઝેર એકથી ત્રણ અઠવાડીયા સુધી ગુપ્તાવસ્થામાં રહે છે. જે જગોએ દંશ હોય છે તે જગોનો ઘા રૂઝાઈ જાય છે. પછી થોડા વખતે તે ભાગ ઉપર સોજો આવે છે અને લાલ થાય છે. પુષ્કળ ટાઢ ચઢી તાવ આવે છે. અને આવી રીતે ઘણા ઉથલા તાવના આવે છે. કાળા અગર જાંબુડીઆ રંગના ચાઠાં થાય છે. ચાઠાં, ગાંઠો જેવા થાય છે. અને ઘણું ખરૂં આ ગાંઠો ઉંદરના આકારની હોય છે. પેટમાં દુઃખાવો થઇ ઝાડો થાય છે શ્વાસ ચઢે છે. નબળાઇ આવે છે. કોઇ કોઇ વખતે હાથ પગ જુઠા પડે છે. લકવો થાય છે અને આ દર્દ અમુક મુદત સુધી મટી જઇ તેના ઉથલા આવે છે. શરીરે દાહ થાય છે.

**ઉપાય**:—ઘાને સ્વચ્છ રાખવો, આ રોગની ખાસ દવા નથી, રોગનાં લક્ષણો પ્રમાણે સામાન્ય દવા કરવી, હાલમાં એમ માલુમ પડયું છે કે ૬૦૬ નંબરની દવાની પીચકારીથી આ રોગમાં ફાયદો થાય છે માટે તેનો ઉપયોગ કરવો.

---

## ઉપસંહાર.

જૂદા જૂદા તાવ સમ્બન્ધી ઉપર આપણે કહી ગયા, તેમજ તેના ઉપાય અને અટકાવ સમ્બન્ધિ પણ થોડું ઘણું કહેલું છે. સામાન્ય રીતે તાવ એ એવું દર્દ છે કે જેથી શરીર ભાંગી જઈ માણસ પોતાના ધંધા રોજગારથી કાયર થઇ બેસી રહે છે. કેટલાક તાવ એવા સખ્ત પ્રકારના છે કે તેના ઉપાયો પ્રથમથીજ યોજવામાં ન આવે તો તે ભયંકર રૂપ પકડે છે. અને તેથી કરીને મોત પણ નિપજે છે. અમુક જાતના તાવ,

અમુક જન્તુથી પેદા થાય છે. અને અમુક જાતના તાવ ચેપી હોઈ, પોતાનો ચેપ ફેલાવી કેર વર્તાવે છે. જ્યારે જ્યારે આવા તાવ રોગ ચાળાના રૂપમાં દેખાય ત્યારે તે દર્દ વધવા ન પામે તેમજ તેમાંથી મુક્ત રહેવા સારૂ ઉપાયો લેવા એ વધારે સારૂં છે. સામાન્ય રીતે તાવ આવતો હોય ત્યારે લાંઘણ કરવી સારી છે. તાવમાં ભારે પદાર્થ ખાવા ન જોઇએ. શારીરિક અગર માનસિક વ્યથા ઓછી કરી આરામ લેવો એ આવશ્યકતા ભરેલું છે. ચેપી રોગનો ફેલાવો અટકાવવા સારૂ નીચેની સામાન્ય બાબતો ધ્યાન આપવા જેવી છે.

૧ આવા રોગવાળા માણસને બીજા માણસથી દૂર રાખવો, અને તે ઓરડામાં દવા કરનાર અગર દર્દીની સારવાર કરનાર સિવાય કોઇને જવા દેવા નહિ.

૨ દર્દીને રાખવાની જગ્યામાં હવા છૂટથી આવ જા કરવી જોઇએ. અને ઓરડામાં અમુક ડીગ્રીની ગરમી રાખવાની સવડ કરવી.

૩ દર્દીના ઓરડામાં સરસામાન કે જેના ઉપર ચેપ વળગી રહી દર્દ ફેલાવવાનો સમ્ભવ હોય, તેવો સામાન રાખવો નહિં.

૪ મોરી, મુતરડી, જાજરૂ અને આજુબાજુની ગંદકીની જગ્યાઓ સાફ રખાવવી અને દુર્ગંધનાશક તથા જન્તુનાશક દવાઓ નાંખી સાફ કરાવવી.

૫ પીવાનું પાણી, જે સ્થળોએથી લાવવામાં આવતું હોય તે જગ્યાએ ચેપી, ઝેરી કે બીજા જન્તુઓ નથી તેની ખાત્રી કરવી અગર કરાવવી. અને પાણી ઉકાળીને પીવું, તેમજ જરૂર પડે તેમાં જન્તુ નાશક દવાઓ નાંખવી.

૬ ચેપી ઘરમાં રહેતાં છોકરાંઓએ નિશાળોમાં અગર મેળાવડાઓમાં જવું નહિં.

૭ ફૂટી નિકળતા તાવવાળા માણસોને ભીંગડા ઉખડી જતાં સુધી અલગ રાખવાં.

૮ દર્દીના શરીરમાંથી નિકળતાં મળ–મૂત્ર ઉપર જન્તુ નાશક દવા નાંખી તે જેમ બને તેમ જલદીથી દૂર કરવા.

૯ દર્દી સાજો થયા પછી તેનાં કપડાંલતાં અગર તેના સંસર્ગમાં જે ચીજો આવી હોય તે બધી સાફ કરવી, મુખ્યત્વે કરીને જન્તુ નાશક દવાઓથી.

૧૦ ચેપી રોગ ચાલતો હોય ત્યારે તે રોગ ન થાય તેને સારૂ પ્રથમથીજ દવા લેવી. પ્લેગ ચાલતો હોય ત્યારે પ્લેગની રસી મૂકાવવી. મેલેરીઆમાં ક્વીનાઇનનો ઉપયોગ કરવો.

૧૧ મિતાહારી થવું, બહુ શ્રમ ન કરવો અને ઉજાગરા કરવા નહિ.

તાવ કયા પ્રકારનો છે તે નિર્ણય થયો ન હોય અગર વૈદકીય મદદ આવે તે પહેલાં તાવ ઉતારવા સારૂ અગર દર્દીને રાહત આપવા સારૂ સામાન્ય ઉપાય કરવા. દર્દીને બિછાનામાં રાખવો અને આરામ આપવો. તાવ પુષ્કળ હોય તો તેના બદન ઉપર બહુ કપડાં રાખવા નહિં. ટાઢ ચડતી હોય તો તે વખતે ગરમ કપડાં ઓઢાડવાં. વળી દર્દીને શરદી ન લાગે તેવી રીતે કપડાં તેના દીલ ઉપર રાખવાં. ખોરાક હલકો અને પ્રવાહી તેમજ પચી શકે તેવો આપવો, ઘણીખરી વખતે ખોરાકમાં દૂધ ઉત્તમ છે. દૂધ પચી શકે તેમ ન હોય તો દૂધની સાથે ચુનાનું પાણી અગર સોડા વોટર મેળવી આપવું. અથવા દૂધને પેપસીન કે લાઇકર પેનક્રીએટીશ નાંખી પહેલાથી તૈયાર કરીને આપવું. હંમેશાં દૂધ થોડું થોડું અને અમુક કલાકને આંતરે આપવું. તૃષા ઘણી હોય તો સોડા, લેમન, કે બરફ અગર ઉકાળેલું પાણી કે ધાણા, વરીઆળીવાળાં પાણી આપવાં.

તાવ ઉતારવા સારૂ કેટલીક વખતે એરીપાયન્ટીન, એન્ટ્રી ફ્રેબ્રીન વિગેરે દવાઓ અપાય છે. પરંતુ આ દવાઓથી કદાચ પરસેવો વળી તાવ ઉતરી જાય છે, પરંતુ તેથી તાવનો હુમલો અટકતો નથી. તેમજ નબળા પોચાને આવી દવાઓ આપવી એ જોખમકારક છે. સામાન્ય રીતે તાવ ઉતારવા સારૂ પોટાસ નાઇટ્રેટ, પોટાસ સાઇટ્રિસ વિગેરે સારાં છે. ક્વીનાઇનનો ઉપયોગ કરવો પણ સારો છે. તાવ પુષ્કળ હોય તો કોલ્ડબાથ, વેટપેક સ્પન્જીંગ વિગેરે આપવું. માથા ઉપર બરફ મૂકવો. તાવમાં અશક્તિ હોય તો સ્પીરીટ એમોનીઆ અરિમિટીક, એમોનીઆ કાર્બ, ઇથર ડીઝીટેલી, સ્ટ્રોફેન્થસ વિગેરે આપવું.

સમાપ્ત.

## રા. બા. રણછોડલાલ છોટાલાલ ઈનામી ભાષણ ગ્રન્થમાળાનો ઉપોદ્ઘાત.

સાર્વજનિક આરોગ્યમાં સુધારો થાય અને કેફી પદાર્થોનું વ્યસન કમી થાય તેવા વિષયો ઉપર પસંદ કરેલા માણસો પાસે અમદાવાદમાં ભાષણો કરાવવાં અને તે ભાષણોમાંનાં જે છપાવી પ્રસિદ્ધ કરવા યોગ્ય જણાય તે છપાવી પ્રસિદ્ધ કરવા સારૂ રા. બ. રણછોડલાલ છોટાલાલ સી. આઇ. ઇ. એમણે સ. ૧૮૯૦માં રૂ. ૨૦૦૦નાં અમદાવાદ મ્યુનિસિપાલિટીનાં ડીબેંચરે ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીને સ્વાધીન કર્યાં છે. એના વ્યાજમાંથી ઇનામ આપીને વખતોવખત જે ભાષણો સોસાઇટી કરાવે છે તેમાંનાં પુસ્તક રૂપે આજ સુધીમાં નીચે પ્રમાણે છપાવવામાં આવ્યાં છેઃ—

| | | |
|---|---|---|
| ૧. | આરોગ્યતાનાં મૂળતત્ત્વો ... ... ... ... | ૦—૩—૦ |
| ૨. | દારૂ ... ... ... ... ... ... | ૦—૦—૬ |
| ૩. | કેફનિષેધક ... ... ... ... ... | ૦—૦—૬ |
| ૪. | હિંદુસ્તાનનાં ગામડાંની આરોગ્યતા ... ... | ૦—૦—૩ |
| ૫. | હિંદુસ્તાનમાં આરોગ્યતાનો સુધારો ... ... | ૦—૩—૦ |
| ૬. | તંબાકુ અને ભાંગનાં માદક તત્ત્વો ... ... | ૦—૦—૬ |
| ૭. | દારૂ અને તેની તન, મન અને ધન ઉપર થતી અસર | ૦—૧૨—૦ |
| ૮. | સાર્વજનિક આરોગ્ય ... ... ... ... | ૦—૧—૦ |
| ૯. | મદ્યપાનનિષેધ ... ... ... ... ... | ૦—૦—૬ |
| ૧૦. | શહેરની આરોગ્યતા ... ... ... ... | ૦—૦—૬ |
| ૧૧. | મરકી વિષે ભાષણ ... ... ... ... | ૦—૧—૦ |
| ૧૨. | માદક પદાર્થોના સેવનથી થતી હાની ... ... | ૦—૧—૦ |
| ૧૩. | સાર્વજનિક આરોગ્ય વિષે ભાષણ નં. ૨ ... ... | ૦—૧—૦ |
| ૧૪. | મેલેરિયા ... ... ... ... ... | ૦—૧—૩ |
| ૧૫. | કોલેરા ... ... ... ... ... | ૦—૧—૦ |
| ૧૬. | આરોગ્ય સાચવવાનાં ઉપાય ... ... ... | ૦—૧—૩ |
| ૧૭. | બાળ મરણ ... ... ... ... ... | ૦—૧—૬ |
| ૧૮. | સુવાવડ અને બાળ સંભાળ ... ... ... | ૦—૩—૦ |